૭૮૬



# ભુકતની શોધ.


લેખક અને પ્રકાશક,

સૈયદ બાવાસાહેબ અહમદઅલી (ખાકી.)

ડીસાણા.





સંવત ૧૯૭૫ | સને ૧૯૧૯.

આવૃત્તિ ૧ લી. | પ્રત ૫૦૦.

અહમદાબાદ.

જમાલપુર રોડ ઉપર ધી નટવર પ્રિન્ટિંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ મોડીવાળાએ છાપી.


કીમત ત્રણ આના.

# સત્વેણી.

---

સાચેથસો સાચશું,
ખલ ગયે મ્યદાન;
કૂડે શાહ ના પાયીએ,
ફોગટ ફેરા નાદાન. ૧

---

७८६



# ભક્તની શોધ.

લેખક અને પ્રકાશક,

સૈયદ બાવાસાહેબ અહમદઅલી (ખાકી.)

પીરાણા.



સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

અહમદાબાદ.

જમાલપુર રોડ ઉપર ધી નટવર પ્રિન્ટિંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ ઓડીવાળાએ છાપી.

કીમત ત્રણ આના.

## અનુક્રમણિકા.

### ભાગ ૧.

પૃષ્ઠ.



### ભાગ ૨.

# યા અલી મદદ.

## ભક્તની શોધ.

### ભાગ ૧ લો.

**સાખી.**

આદિ અનાદિ અનન્તગુણી, કરણહાર કિર્તાર;
શોધક સાધક જગ્તનો, અલખ એક દાતાર. ૧
અનેક કારે રૂપનો, આપે આપ કરનાર;
બ્રહ્મ નબી પોતે બન્યો, (કદી) અલખ અલી સરદાર. ૨
વેન્તી કરૂં હું તાહેરી, ગુણનો નાવે અંત;
ચેત્ત તુજ શરણે રાખીને, શોધાવું છું સંત. ૩
કરજે દયા દાતારજી, દેજે મુજને હામ;
દોષ વિકારો નવ રહે, ઉત્તમ થાએ કામ. ૪
તારક ત્રણ ભોવન તણા, નર મહમ્મદ શાહ આપ;
અશરફ શાહ નામી ધણી, ટાળજો મારા તાપ. ૫

# વિનંતિ.



શ્રી હરી સત્ય નારાયણ, શ્રી નિષ્કલંકી, પરમાત્મા આદે અંતના સ્વામી નિરંજન નિરાકારના જે ખરા ભક્ત છે; તેઓને મારા ખરા અંતઃકરણથી અનેકાનેક પ્રણામ છે. નામધારી, ભૂમીના ભારરૂપ કંટક તુલ્ય બનેલા જેઓ ભક્ત નામમાં પેશી જઈ, જગ્તની પાયમાલી વધારનારાઓ બન્યા છે; તેઓનાજ ગુણ દર્શનની આ ઝાંખી લઘુ લેખથી દોરી છે. અન્ય કાંઈ નથી.

આ પુસ્તક માંહેલી ઘણીખરી વિગત તો મારી નજરે જોએલી ને અનુભવેલી લીધી છે. એ અનુભવ હાલ સર્વ જગ્ત લેઈ રહ્યું છે, કાંઈ અજાણી નથી. ભોળા ભાવિક લોકો ભરમમાં પડી ભૂલો કરે છે, તેવા સંજોગોને એકત્ર કરી પ્રગટ કર્યા છે, કે પુનઃ પુનઃ તે લેખ આંખો આગળ ફરી વળતો હોય તો ! ભૂલમાંથી બચવાનો કાંઈ અવકાર મળે. એવા ભાવે લેખ લખ્યો છે, કાંઈ નિંદા કરતો નથી તેમ ખરા ભક્તોનો દ્વેષ પણ કરતો નથી, તેથીજ તેઓને વિનતી છે કે, આપ ! આમાં માઠું લગાડતા નહિ. માઠું તેને લાગશે કે, જેના પોલ ઉઘાડા થઈ જવનાને, રોજગારને ધોકો લાગવાનો ભય હશે.



# સાધુ કેમ થયો ?

## દોહરો.

**જર ન મલે જોગી થયા, ભક્ષ વિણ માંગી ભીખ;**
**વસ્ત્ર વિણ વૈરાગી રહ્યા, સાધ તણી તે શીખ.**

મડાપચ્ચીસી.

પૃથ્વી પાટણ નામના નગ્રમાં પારાધીપણું કરનાર જ્ઞાતીનાં કેટલાંક ઘર હતાં. તેમાં દેવા નામનો એક પારાધી પારાધી વિદ્યા અને તસ્કર વિદ્યામાં અતિ પ્રવિણ રહેતો હતો. ચાર છોકરા, ત્રણ છોકરીઓ, પાંચ ભાઈ, બે સ્ત્રીઓ વિગેરે ઓહોળો વિસ્તાર હતો, દેવાના પણ છોકરા તો થોડા ઘણા અંશે પિતા તુલ્ય થવા લાગ્યા, પણ એક સોટાથી નાનો છોકરો કે; જેનું નામ ડાઘો હતો, તે આળસુ, ખાધા પીધામાં લુચ્ચો, વસ્ત્ર વગેરે પેહેરવામાં શોખિન નીકળ્યો. રળવા કે, મેહનત નામે તાવ ચઢતો. કમાવવાનું કે ધંધો કરવા તેનો બાપ તેને ઘણીવાર શિખામણ દેતો, બાપને મોઢે તેની બીકે ‘હાંથી હાં’ મેળવી પતાવી વાળતો, ને આના બાના બતાવી માથેથી મારની ઘાંટી ટાળી દેતો.

દેવો ઘણો મહેનતુ, તેમ તેના ત્રણ દિકરાઓ પણ મહેનતમાં મોળા નહિ હોવાથી ઘણી રીતે પૈસા ભેળા કરતા, તેથી ડાઘાની કોઇ ઝાઝી દરકાર કરતા નહિ. સ્ત્રીયો તેમ

છોકરીયો પણ મોટીયો હોવાથી, તેઓ પણ વનમાં રઝળી રખડી લાકડાં, બોર, ફળ, પાન, પશુ વગેરે લાવી ઘરનો ખરચ કાઢતીયો. એવા સંજોગોમાં ડાઘો ઉછરી મોટો થયો, તેને પરણાવ્યો, સ્ત્રી આવી. કર્મ જોગે સાસરિયા ડાઘાને તેના પિતાની જોડમાં જોડાય તેવાજ મળ્યા. જેથી કરી તેના સુખ, અને મોજશોખમાં ખામી આવી નહિ. તેમ તેમ ઘણોજ આળસુ થતો ગયો. તેનો બાપ ઘરે ઊંટ, ઘોડા વગેરે સ્વારીનાં સાધનો રાખતો હોવાથી ડાઘો નિત્ય સેલ સપાટા કર્યા કરતો, ગામમાં કે પરગામમાં જ્યાં પાંચ માણસ ભેળા મળી બેઠા હોય તો ત્યાં ડાઘો હોયજ, જેથી કરી વાતચીત કેમ કરવી, લોકોને કેમ સમજાવવા વગેરે ઘણી માહેતી તેને થઈ ગઇ હતી. જ્યાં સાધુઓનાં ઝુંડ પડયા હોય ત્યાં એ જઈ પડી રહેતો, ઘણું કરીને તો જરૂર ત્યાં જતો ને અવળસવળ ગપાટા ઠોકતો, ઘણી વખતતો ત્યાંજ ખાવાનું મળવાથી બે ચાર દિવસ ઘેર પણ આવતો નહિ. બુદ્ધિમાં કાંઈ ઠીક હોવાથી સાધુઓના ગુણ સ્વભાવનો પાવરધો બન્યો, ભજન કિર્તન ગાતાં શિખ્યો, તેમાં વિશેષતા એ પ્રાપ્ત થઈ કે, બીજ ભાષા બોલતાં ને વાંચતાં શિખી ગયો. કદી કદી એ સાધુઓ સંગે બેચાર ગામ પણ ફરતો. જેમ જેમ ઘણો ભટકતોને, લોકોમાં ઘણો બેશી રહેતો, તેમ તેમ ઘણો આળસુ બનતો ગયો. કર્મ સંજોગે બે ત્રણ છોકરાનો પરવાર પણ થયો, બાયડી હુશિયાર ને

ચંચલ હોવાથી, તેમ પિયરની પનોતીને પૂરી હોવાથી ડાધાને તેની પણ ચિંતા રહી નહોતી.

ડાધાની દિશા પલટાવવાનો સમય આવી લાગ્યો, પ્રથમ સ્ત્રી બાળકનો સમો થતાં મરી ગઇ. દેવો ચાલાક, તેમ જ્ઞાતીમાં પૈસાપાત્ર ગણાતો હોવાથી ડાધાને તુર્ત બીજી સ્ત્રી મળી. તે નવી સ્ત્રી સાથે બે છોકરા લાવી હતી, તેમ પેહેલાંની સ્ત્રી જેવી ચંચળ, ને બુદ્ધિવાન ન હોવાથી, સાસુ, સસરો, દિયર, જેઠ, નણદો, દેરાણી, જેઠાણીયો કાંઈ કાંઇ ખેદ કરતી, પણ દેવાની બીકે જેમ તેમ બધુ નભે જતું. નવી સ્ત્રી પોતાની સાથે લાવેલા બે છોકરા ઉપર વિશેષ ચાહના રાખતી, ને ડાધાના છોકરાં ઉપર છણકા છાકોટા કરતી, કામે કાજે વઢતી ને એવી રીતે તેમને સંતાપતી, તે ઘરનાં બીજાં માણસો જોઈ જતાં. તો રાંડના લાડ ઉતારતા, ને કદી ભોગે જોગે ડાધાની નજરે ચડતું તો સોગજ વાળી મૂકતો. એવાં ઘણાં કારણોથી ઘરમાં વૈરને અણબનાવ પેઠો. વળી ડાધાને લાગ જોઇ જુદા રેહવા બોલતી, પણ તેમાં તે ફાવતી નહિ, કેમકે ડાઘો પોતાની સ્થીતી સારી રીતે જાણતો હોવાથી સ્ત્રીના કહ્યા પર જરા લક્ષ આંપતો નહિ. આમ અહિં કંકાશનું બળ વધવાથી, દેવો ડાધાને સાસન પણ કરવા લાગ્યો, અન્ય ઘરવાળાઓને પણ ખારો પડયો, એવામાં દેવો ને તેના અન્ય ત્રણ છોકરાઓ ચોરી કરતાં ખુનના આરોપમાં ફસાયા, ન્યાયી રાજ્ય હોવાથી લાંચ વગેરેમાં ફાવ્યા નહિ ને એ સર્વને જન્મ દેશ-

નિકાલની સજા થઈ, ત્રણે ભાઇયોની સ્રીયો બીજે નાતરૂં કરી જતી રહિયો, પણ સાથે બાલબચ્ચાંને જે નાણું જણસો જે હાથ લાગી તે લેતી ગઇયો. ડાઘાની બેનો પણ પોતપોતાને સાસરે રહેવા લાગીયો, હવે રહ્યા ડાઘો, તેની માં, ડાઘાની સ્રી, પેહેલીનાં ત્રણ છોકરા, નવીની સાથે આવેલા બે, ને અહીં થએલા બે, એમ દશ માણસનું ખરચ ડાઘાને શિર પડયું.

કેટલાક દિવસ ઘર વાખરે વગેરે વેચી ખોચી નિર્વાહ ચલાવ્યો, ગામમાં પણ છાનું છપનું ચોરી લાવી તેનો પણ ઉમેરો કરતો. આળસુ હોવાથી ઉદ્યમની સુઝ પડે નહિ, બાપનો ધંધો પણ આવડતો નહિ. કાંઈ ન થઈ શકવાથી ખાવાનું ખુટયું, મા, બચ્ચાં, સ્રીનો કકળાટ થવા લાગ્યો. છોકરા બૈરી ભીખ માંગી લાવતાં, પોતે પણ માગવા જતો, તોએ બબે, ત્રણ ત્રણ દિવસોના અપવાસ પડતા, એમ ઘણું કષ્ટ પડવા લાગ્યું. ઉદ્યમમાં જાત ચાલે નહિ તોએ હરવું ફરવું એનું ઓછું તો નજ થયું. કર્મ જોગે એ ગામમાં કોઈ પવિત્ર સાધુ મહાત્મા પધાર્યા, ત્યાં ડાઘો જઇ ચડયો. મહારાજ પાસે એક વસ્ત્ર ને એક કમંડળ વિના કાંઈ હતું જ નહિ. ગામના શુદ્ધ શ્રદ્ધાળુ પવિત્ર પુરૂષો તે મહાત્માની અનેકવિધીએ સેવા કરતા હતા. તે જોઈ ડાઘાનું મન તે તરફ આકર્ષાયું, અને એ ધંધો તેને પસંદ પડયો, ને તેમ કરવા ધાર્યું. થોડાજ દહાડા એ મહાત્મા તે ગામમાં રહ્યા.

પોતે દયાળુ હોવાથી દરેકને પોતે સહાય કરતા, રાત્રે ભાવિક મંડળ મળતું ત્યારે શાસ્ત્રદ્વારા ઉપદેશ કરતા. મહારાજ કથા પૂર્ણ કરતા એટલે ભાવિકો ભજન કિર્તન ગાતા તેમાં ડાઘો ભળી જતો, તેમ પોતે પણ શિખેલ પદો ગાતો. તેનો સ્વર તિણો ને રસિક હોવાથી રૂચિકર થાતો, અને તેને ગાવા ભાવિકો આગ્રહ પણ કરતા. એવા સંજોગોમાં ડાઘાને ઓદર નિર્વાહની ચિંતા ઓછી થઈ. મહારાજનો સમાગમ રહેવાથી ડાઘો આજુબાજુનાં ગામોમાં પણ પ્રખ્યાત થતો ગયો.

મહારાજશ્રી થોડા દિવસ રહ્યા બાદ બીજે ગામે પ્રયાણ કરી ગયા. ડાઘો પણ મહારાજની વાંશેજ રવાના થઈ ગયો. મહારાજનો સર્વ જગત ઉપર સમાનભાવ એટલે પૂર્ણ અભાવ હોવાથી, ડાઘાની કાંઈ પણ પડપૂછ કરી નહિ.

બીજા ગામમાં પણ મહારાજશ્રીના પ્રભાવ ડાઘાને તડાકો ઠીક પડયો. તે ગામના લોક ડાઘાના ભોમિયા હોવાથી જરા તરા છેડછાડ કરતા, પણ મહારાજશ્રીની સાથે હોવાથી, તેમ ભજનકિર્તનમાં સુરીલો હોવાથી ગામ લોકે નભાવી લીધો તેથી ઝાઝી કાંઈ પીડા વેઠવી પડી નહિ, પણ મહા-રાજનું કામકાજ ગામ લોક બતાવેને તે કરવું ભારે પડતું. મહારાજ ત્યાં પણ અમુક થોડાજ દિવસ રહી જ્ઞાન ચર્ચા કરી, તેટલામાં ભાવિકોનું મંડલ વિશેષ જામ્યા કરતું, તેમાં ડાઘાજીના સુરીલા કંઠનાં વખાણ રાગરસિયા કરતા, તેથી ડાઘો ફુલ્યો ન સમાતો. એમ કેટલાક દિવસો ડાઘો સાધુ

મહારાજની સાથે એક ગામથી બીજે, ને બીજાથી ત્રીજે તે ગામો ગામ ઘરબારને પડતાં મૂકી આનંદ મળવાથી ફરતો રહ્યો.

ડાઘાએ મહારાજની આગતાસ્વાગતા થતી જોઇ પોતાનું પરતંત્રપણું રૂચ્યું નહિ, તેમ વગર ચિંતાએ ભોજન મળવાથી શરીર પુષ્ટ થઇ કામ તિવ્ર થવા લાગ્યું. મહારાજશ્રીનો પવિત્ર પ્રભાવ એવો હતો કે, ડાઘો ચોખ્ખો ડાઘો હોવા છતાં પણ, બિલાડી આગળ ઉંદર વગર ચેષ્ટાએ પડી રહે છે તેમ કાંઈ પણ ચેષ્ટાઓ કર્યા વગર ડાઘો રહેતો, ને પોતાની સર્વ વર્તિઓ કબજે રાખતો. હવે ડાઘાને એ ઠીક નપડવાથી પોતાનો દોર નોખો ચલાવવા મન્છા થઈ. એક ગામમાંથી વિદાય થયા બાદ મહારાજની વાંશે રહી ગયો ને મનમાં પોતે ધારતો હતો કે હવે હું સર્વ વાતે કુશળ થઈ ચૂકયો છું, મહારાજથી પણ ઘણી વાતોમાં હું વિશેષ છું, મારે શા વાસ્તે તેમની ઓથ લેઇ ઓશિયાળા ફરવું પડે! તેમ મહારાજશ્રીને કોઈની પણ કાંઈ જરૂર કે ખપ હતોજ નહિ. પોતે એકલા વિચારતા હોયે કે! સાથે હજારો માણુસ ફરતા હોયે! એ સર્વ તેમને સરખું હતું. ડાઘો સાથે આવે છે કે નહિ! તેની પણ તેમને ખબર કે ઇચ્છા જાણુવાની નહોતી. તેમ ડાઘાને પોતે નતો સાથે લીધો હતો કે, ના પોતે મૂકી દીધો, જેવો આવ્યો તેવો ગયો. મહારાજશ્રી તો કાંઈ પણ તેની દરકાર વિનાના

હોવાથી તેની ખબર લીધા વિના પ્રયાણ ચાલુ રાખ્યું, ને ક્યાં પધારી ગયા તેની કોઇને ખબર કે ભાળ જડી નહિ.

મહારાજશ્રીને ગામ બહાર સુધી ભાવિકો વોળાવવા ગયા, ડાઘો પણ સાથે હતો. ભાવિકોએ હજુએ થોડા દિવસ રહેવાનો મહારાજને આગ્રહ કર્યો હતો, તેમ ત્યાં પણ પગે લાગી લાગી વિનવતા હતા પણ મહાત્માએ એ કાંઈ લક્ષપર ન લેતાં પધારી ગયા. ડાઘો ગામથી બે ખેતર સુધી મહારાજની વાંસે વાંસે જઇ તુર્ત પાછો વળ્યો, ને ગામવાસી ભાવિકો ભેળો થઈ ગયો. ભાવિકો તેને જોઇ મહારાજશ્રીનો શિષ્ય જાણી ખુશી થયા ને પૂછ્યું, કેમ મહારાજ આપે પગલાં કર્યાં? ને કેમ ગામ ઉપર દયા કરી? ડાઘે ઉત્તર દીધો કે, તમોએ મહારાજશ્રીને રોકવા ઘણો આગ્રહ કર્યો, તેમ છેક જતાં સુધીનો આગ્રહ ને તમારો શુદ્ધ પ્રેમ મહાત્માશ્રીએ જોયો, તેથી મને આજ્ઞા કરી કે બચ્ચા તું ત્યાં થોડા દિવસ રહી સત્સંગ કરી ભાવીકોને ખુશી :કરી આવજે. મારી ઈચ્છા ગુરુજીથી વિખુટા થવાની નહોતી, પણ આજ્ઞા લોપાઈ નહિ તેથી હાલ મારે તમારા સારૂ થોડા દિવસ તેમનો વિયોગ સેહવો પડશે.

પ્રથમથી ગામ વાશીયો ભાવિક હતા ને વળી મહારાજનાં સંગે તેમાં વૃદ્ધિ કરેલ હોવાથી વિશેષ નિર્મળ બની ગયા હતા. ડાઘાની વાણી સાચી માની અતીજ આનન્દ પામ્યા. મહારાજશ્રી તો ગામ બહાર આસન રાખતા હતા

પણ ડાઘાને ગામ લોક આગ્રહ કરી મંદિરમાં લેઈ જઈ આસન કરાવ્યું ને વિશેષ ચાહવા લાગ્યા. "હાથથી ગએલું રત્ન પુનઃ મળવાથી પ્રેમ ને ઉમંગમાં વધારો થયો હતો તેથી આ સર્વ લિલા રચાઈ." ડાઘો મનમાં મકલાઈ ફૂલાવવા લાગ્યો. ગામ બહાર આસન હોવાથી ખરા ભાવિકોજ દર્શને, ને કથા સાંભળવા આવતા, પણ જ્યારે ગામ વચેજ મંદિરમાં પડાવ નાખેલો હોવાથી ગામના દરેક લોક સારા નરતા આવવા લાગ્યા. ડાઘાજીને મન ગમતું મળવાથી બહુ ખુબી જામી.

આ ગામ ડાઘાના ગામથી ઘણુંજ દૂર હોવાથી ઓળખાઈ જવાનો ભય નહોતો, તેમ ડાઘાને ઓળખનાર પણ કોઈ આવી શકે તેમ નહોતું તેથી વિસ્તાર કરતાં ને પ્રપંચ ફેલાવતાં કાંઈ આડું આવ્યું નહિ. મુળ પારાધી, વળી તસ્કર વિદ્યામાં હુશિયાર, જારી વિજારીનો કરનાર, એટલે કાંઈ બાકી નહોતું. ગામમાં કેટલાક ભાવિકો હતા, તેમ લુચ્ચા ને કુછંદી પણ હતા. ડાઘો સર્વ વાતે કુશળ હોવાથી દરેકની સંગે ફાવતો.

ડાઘો નિત્ય રામાયણાદિ કથાઓ વાંચતો, ભજન કિર્તન ગાતો ને ગામ લોકને રિઝાવતો. ભાવિકો તેના કથા કિર્તને રાજી રહેતા, લુચ્ચાઓ તેની લુચ્ચાઇએ રાજી રહેતા. ડાઘે આનન્દમાં ત્યાં ઘણા દિવસ ગાળ્યા, રજા લેઈ બીજા નજીકના ગામે ગયો. તે ગામમાં પણ આદરસત્કાર ઠીક મળ્યો, કેમકે તે ગામમાં આજુબાજુના ગામ વાશીયોની અવર જવર

વિશેષ હોવાથી, તે અન્ય ગામવાળા પણ તેના કથાકિર્તનમાં ભાગ લેતા હોવાથી ભોમિયા હતા, તેમ આમંત્રણ પણ વખતો વખત આપે જતા હતા.

ડાઘે બીજા ગામ જતાં વેશ બદલ્યો, વાળ વધારવાની તો પીડા તેને નડીજ નહિ, કેમકે મહાત્માંની સંગે રહેવાથી હજામત કરાવવા પામેલો નહોતો એટલે વાળછાની ખોટ નહોતી, ફક્ત ભગવાં લુગડાં પહેરવાની જરૂર હતી તે તો પ્રથમથી રંગી રાખેલાં હોવાથી ગામની બાહેર આવી ઉજડ જગ્યાએ ધારણ કરી લીધાં ને રંગીલો સાધુ બની ગયો.

ગામમાં ગયો તેવામાં તો બે ત્રણ દિવસ રસોઈ તૈયાર મળી. ભોગ જોગે ચોમાસુ ને વળી ખેતીની મોસમ જોરભેર ચાલતી હોવાથી કાચાં સીધાં ઉપરા છાપરી આવવા લાગ્યાં, એ દુ:ખ ડાઘાને થઈ પડયું. પોતે આળસુ તેથી રાંધે કોણ ? એક બે દિવસ જેમ તેમ કાચું પાકું નભાવી લીધું. રોજ કેમ ફાવે ? તેથી કોઈ ચેલાની શોધમાં પડયો. કર્મ જોગે એક રખડતો ને ભૂખે મરતો ભીખારી આવી ચડયો, તેને પાસે રાખી ચેલો કરી લીધો, તેથી તે સર્વ પીડાઓ પતી ને સુખી થયો; કેમકે એક નોકર મોં આગળ કામનો કરનાર મફતિયો મળ્યો.

ચેલાની બોલ ચાલ ઉપરથી ડાઘો વહેમાવવા લાગ્યો કે કઈ જાતનો હશે ? આળસમાં તે પણ નિર્ણય કરી શકયો નહિ. એક દહાડે ગુરુ ચેલો બેજ બેઠેલા હોવાથી

ગાંજાની લહેરમાં આવી જઇ ચેલાને પૂછયું કે, સાચુ બોલજે જે બનવાની હતી તે તો બની ગઈ, તું કીયા ગામનો રહેવાશી છું ? ચેલાએ ઉત્તરમાં ડાઘાના મુળ ગામના પાસેના ગામનું નામ લીધું. ડાઘે પુનઃ પ્રશ્ન કર્યો, તું કોનો છોકરો ? ઉત્તરમાં મિઠીયા ગોરનું નામ સાંભળ્યું. ફરી પ્રશ્ન કર્યો, તારૂં ઘર ક્યાં આગળ છે ? ઉત્તર મળ્યો કે, ગરોડાના મહોલ્લામાં હડમાન પાસે. ડાઘો ચમકયો ! મુઝાયો, ચેલાને ઓળખી લીધો. હાયે હાયે નખ્ખોદ વાળ્યું ! વટલાયો ? પસ્તાવો કરતાં કરતાં ચેલાને ડાઘે કહ્યું કે આજ પછી કોઈ દિવસ આ વાત કોઇને કહેતો નહિ. કદી તારી જાત ને નામ પૂછે તો, તુળશીદાસ નામ, ને બ્રાહ્મણ જાત બતાવજે. ચેલો ગુરુથી ઉતરે તેવો નહોતો, તેણે પણ ડાઘાને ઓળખી લીધો હતો પણ નક્કી કરવા પૂછયું મહારાજ ! મહારાજ તમારૂં ગામ ને નામ બતાવશો ? ડાઘો પણ નિશાની ધુન્નમાં ખરી વાત લવી ગયો. ચેલાને તો ચિંતા જેવું હતુંજ નહિ, પણ ડહાપણ દેખાડવા બોલ્યો. મહારાજ ! કદી આપણો પોલ ગામ વાળા જાણી જશે તો આપણી કેવી ગતી થશે ? આપે મને ઉત્તર દીધો એવો કદી અન્યને દેઈ દેશો તો આપણા ભૂંડા હાલ થયા સમજી લેવા. આપને કોઈ પૂછે તો કહેવા સારૂ નાત ને નામની ગોઠવણ કરી રાખો તો સારૂ ! આપે કાંઇ ગોઠવણ કરી રાખી છે, કે આળસમાંજ ગોથા ખાઓ છો ? ડાઘાને ભાન આવ્યું, ગોઠવણમાં પડયો. બન્નેએ નિર્ણય

કરી નામ ને નાતની ગોઠવણુ કરી લીધી. નામ મયાનંદ ને જાત બ્રાહ્મણ. ચેલે પુનઃ શંકા કરી કે, કદી ફરતા ફરતા આપણી પોલ ઉઘડી જાયતો પછી આપણે કેવો ઉત્તર આપવો? ડાઘો બોલ્યો, તેની શું ચિન્તા છે! એક કવી કહી ગયા છે તે આપણે કહેશું. ચેલે પૂછ્યું–શું કહ્યું છે? ડાઘો બોલ્યો, કહ્યું છે કે, 'જાતનાં પૂંછો સાધકી, કયા હાડ માંસકા નામ; નદી કાંઠે કીચડ ભયા, બનત પાનીસે કામ.' 'બાના દેખક નમીયે, નહિ કરણીકા કામ; તેરી કરની તુંહી જાને, મેરે મન ભગવાન!

ચેલો ઉત્તર સાંભળી આનન્દ પામી ગયો. અહીં ઘણા દિવસ થઈ ગએલા હોવાથી ગુરુ ચેલો અન્ય ગામમાં પધારી ગયા. આ ગામમાં પણ કાંઈ ઓછું ન રહ્યું, ઉલટા ચાર પાંચ ભિખારીઓ ત્યાં પળવા લાગ્યા. તેજ ગામમાં કોઈ વિવેકી નરે તેમની નાત, જાત, નામ, ગામ વગેરે પૂછ્યું. ચેલો ચતુર હોવાથી પ્રથમના સંકેત પ્રમાણે પોતાનું ને ગુરુનું નામ જાત સાથે બતાવી દીધાં. ગામનો પ્રશ્ન થયો, ત્યારે કાશી તરફ બતાવી ટુંકમાં પતાવી દીધું. ભાવિકો ને અન્ય લોકોએ જાણ્યું કે ગુરુ ચેલો બ્રાહ્મણ છે તો પ્રસાદી લેવા ઉમંગ વધતો ગયો, ખાવા પીવાની આભડછેટ મટી ગઈ.

ઠોકરો ખાઇ ખાઇને પાવરધા થયેલા ગુરુ ચેલાની જોડીએ તો ગામમાં નવોજ રંગ મચાવી દીધો, કેટલાકને કંઠેયો બાંધી શિષ્ય બનાવ્યા. એકના દેખાદેખી બીજો એમ

ગાડરિયા પ્રભાની પેઠે ગામનો ઘણો ભાગ શિષ્ય મંડળમાં જોડાઈ ગયો, ને પધરામણી ને પગલાં કરાવી કરાવી ઘરબાર બૈરા છોકરાને દેહ પાવન કરાવવા લાગ્યા. ખેતર, વાડી, કોઠાર, રસોડા સુદ્ધાં પાવન કરાવવા પગલાં પડાવી આનંદ કરી લીધો. દેખા દેખીનો રોગ સર્વ સ્ત્રી પુરૂષોને વળગ્યો. ડાઘો એક સિદ્ધ મહાત્મા બની બેઠો ને ગામ લોક તેના વચનાધિન બની રહ્યા હતા.

આજ સુધી ડાઘાનો સ્ત્રી મંડળ સાથે સમાગમનો અલ્પ વ્યવહાર રહેતો હોવાથી મનની જ્વાળા મનમાં રાખી બળ્યા કરતો હતો, કુકર્મનાં પગલાં ભરી શકયો નહોતો. હવે તો શિષ્યાઓનાં મંડળે મંડળ ગુરુને ઘેરી વીંટાળી બેસવા લાગ્યા. કોઈ ચંપી કરે છે, તો કોઈ નવરાવે છે, તો કોઇ રાંધી આપે છે, તો કોઈ પાણી લાવી આપે છે, તો કોઈ લંગોટી ધોઈ આપે છે, તો કોઈ ચરણામૃત લે છે, કોઈ પંખાથી વા ઢોળે છે, તો કોઈ એકાંતમાં, બાધા આખડી લેવાં આવે છે, તો કોઈ વિકારશાન્તીના લીધે એકાંતમાં ગુરુ સેવાની પીપાસુ બાધા લે છે. એમ પ્રસંગોના યોગે ડાઘાને સ્ત્રીઓ સાથે છુટથી વેહુવાર બંધાયો, વિષ્ય જ્વાળા અતી સતેજ થઈ વિરહે પીડા પીડવા લાગી. સ્ત્રી જાતી ભોળી, પાનિયા બુદ્ધ, વહેમમાં ભરેલી હોવાથી કોઇને તાવ આવ્યો કે ચાલ મહારાજ પાસે, કોઈની આંખ દુઃખી કે મહારાજ, કોઈને કાંઈ પણ થયું કે મહારાજ, મહારાજ ને મહારાજ. દોરા, ચીઠ્ઠી, ઝાડા, ફૂંકો, બાધા આખડી ડાઘો

કરવા લાગ્યો. આવા રોગી દુઃખી સ્વાર્થીઓનો અવરજવર વધી પડયો. તેમાં ઘણો ભાગ તો સ્ત્રીવર્ગ લેતો હતો, પણ તેમાં કુલ્ટાઓનો પ્રમાણુ વિશેષ હતો. ડાઘાને પણ મનમાનતી એકાંત મળતી હોવાથી પછી બાકી શું રહે? બધી રીતે કામનાઓ શાન્ત કરવા લાગ્યો. કોઇને સવારે, કોઇને બપોરે, કોઇને સાંજરે, કોઇને મધ્ય રાતે તો કોઇને વહેલા મોટે પરોઢીએ એકાંતમાં મળવા બોલાવે, આવી રીતે રોગનાં નિધાન બહાનાએ તથા ભૂત ભવાડા કાઢવાના બહાને કામનાઓ શાન્ત કરતો હતો.

એ ગામ વહેપારીયોની સવડવાળું હોવાથી આજુબાજુના ગામના ઘણા લોકો વેપાર અર્થે આવતા. તેઓ ડાઘાનાં વખાણુ સાંભળી દર્શને જતા. તેઓની આગતાસ્વાગતા સારી થતી. કેટલાક તો ત્યાં રાતવાશો પણ રહેતા. એવી ભેળાસેળીથી માયામાં વધારો થયો, ને કંઠીનો ચેપીરોગ સંગે પ્રસંગે સગા સ્નેહીયોનો તેમને પણ લાગ્યો, એમ એક બીજાથી ઉડતો ચેપ ઘણા ખરા આજુબાજુના ગામોમાં પણ ફેલી ગયો. ને ડાઘાને તો એક મહા સંત મહંત ગુરુ બનાવી દીધો.

જે ઘરમાં ડાઘો આસન રાખી પડયો હતો તે ઘર એક શિષ્યે ધર્માદા બક્ષિસ આપ્યું, ડાઘાએ તેને મંદિર રૂપમાં ફેરવી દીધું. તેમાં પુરતી સવડ ન હોવાથી એક ભવ્ય મંદિર ભૂલ ભુલામણીવાળું બનાવવા ધારી શિષ્ય મંડલ ભેળું કરી મતલબ સાધવા ઉઘરાણાનો જોગ કર્યો. ઉઘરાણામાં ઘણો પૈસો આવ્યો. મજુર, ગાડાં વગેરે પણ મફત આવ્યાં જેથી એક

ભવ્ય મંદિર અને તે સાથે ભૂલ ભુલામણી જેવી એક ભવ્ય હવેલી પણ તૈયાર કરી લીધી, કે જેમાં એકી વખતે પાંચ સાત સ્ત્રીયો એકાંતમાં આવી ચાલી જાય તો એકબીજાની ખબર થાય નહિં, તેમ બેઠકમાં સો, પચાસ માણસ બેઠાં હોય તોએ તેઓને ખબર ન રહે કે હવેલીમાં શું થાય છે. ડાઘાએ સંધ્યા પૂજાનો એક રૂમ એવો ગોઠવ્યો હતો કે તેમાં છ સાત દરવાજા નોખા નોખા ઓરડામાં પડતા હતા ને તે ઓરડાનાં બીજાં દ્વારો એવાં ગોઠવ્યાં હતાં કે બારોબારથી આવનાર આવી શકે, તેમ ઓરડાવાળાની ખબર બીજા ઓરડાવાળાને થાય નહિ. કીયા ઓરડામાં કોણ છે એ ડાઘો પોતાના રૂમમાં બેઠો બેઠો જાણી શકતો. તેમ ભૂતાદિકના પ્રયોગોના નિમિત અર્થે ભોળી ભામાઓ કને માંસમદિરા મંગાવી ઇલાયદા રૂમમાં રાખી પોતાના આનન્દના સમયે ઉપભોગ કરતો, એમ સર્વ પ્રકારનો આનન્દ મેળવતો ડાઘો રહેવા લાગ્યો.

ડાઘો ભોળા, વિશ્વાસુ પણ વિવેકશૂન્ય જનમંડળમાં ફાવતો ગયો, કુલટાઓનાં ટોળેટોળાં જામવા લાગ્યાં. એક તરફ ચેલો, એક તરફ ગુરુ બન્નેએ વિષ્યવાંચ્છનાની રેલ મચાવી મૂકી. તેમ પાંચ સાત એવાજ ભમતા ભામટાઓ મુંડી ચેલા બનાવ્યા હતા, તે પણ કાંઈ તેઓથી ઉતરે તેવા નહોતા, ને ગુરુ ચેલાનાં આચરણો જોઇ તેમના જેવા કર્તવ્ય પરાયણ બની અનેક રીતે વિષયવાસના તૃપ્ત કરતા હતા.

કરવા લાગ્યા હતા. એમ કેટલોક વખત તેમનો આનન્દનો પ્રસાર થતો ચાલ્યો. ધર્મના ઉપર છીણી મૂકી નાશનું બી રોપાયું.

ડાઘો ફાવી જવાથી ઘણોજ પ્રમાદી થઈ ગયો હતો, પણ વાકય ચાતુરીએ પ્રમાદને પણ એક ખરા સાધુના ગુણના રૂપમાં દેખાડી, શિષ્યોની પોતા ઉપરજ શ્રદ્ધા રખાવા પ્રપંચો કરતો. ભોળા શિષ્યો પણ તેની કપટજાળમાં ફસેલા રહેતા. કાળના વહને ગુરુનાં લક્ષણો ચેલાઓ અને શિષ્યોમાં ઘર કરતા ગયા. 'यथा गुरु तथा शिष्य' એ ન્યાયે ભોળાગ્રામ વાશીઓ પણ રહેતાં રહેતાં શંકાશીળ, વેહમી, કપટી, દુરાચારી, દુરાગ્રહી થતા ચાલ્યા.

લંપટ સ્ત્રી વર્ગ જ્યાં સુધી આવા લફંગાઓના સહેવાસમાં આવેલ નહોતી ત્યાં સુધી તો કાંઇક મર્યાદા રાખતી, જ્યારથી આ શ્યતાન ટોળકીએ સાધુ વેષમાં જગ્ત પાયમાલીનું 'દુરાચાર' રૂપ મિશન જમાવી તેનું બળ વધારી દીધું ત્યારથી તો કુલ્ટાઓએ પોતાનું રૂપ પુરૂં પ્રકાશી પોતાના જેવી બનાવવા અન્ય સ્ત્રીઓને બોધી તૈયાર કરતી ચાલી. 'नात वधारवा करे उपाय' એ કહેતી અનુસાર ભોળી ભામાઓને પુત્ર, પૈસા, કામણ ટુમણાદિક લાલચો વગેરેમાં ફસાવી એક બે વારે તે મિશનમાં ધકેલ્યા વગર તો નજ રહેતી, તેમ અન્ય દુરાચારી પુરૂષોની પણ તૃપ્તી કરવા લાગી. હુવે નીચ ઉંચની ગણત્રી પણ કુલ્ટાઓએ મૂકી દીધેલ હતી.

કહેવત છે કે 'जो मांख मारे ते माणस मारे,' તે ન્યાયે જેણે એકવાર મર્યાદા મૂકી, તો પછી હદમાં રહેજ નહિ. તેવા સંજોગોનાં કારણે વર્ણસંકર પ્રજાનો વધારો થતો ચાલ્યો. આજુબાજુના ગામોમાં પણ એ ચેપ લાગેલો હોવાથી ત્યાં પણ પ્રજામાં વર્ણસંકરતા પેશી ગઈ હતી. એવી વર્ણસંકર પ્રજામાં વહેમ વધ્યો, પાખંડ ફેલાયો, ઢોંગનો મોહ જાગ્યો, તર્ક વિર્તકમાં ગુંથાઈ આસ્થાનો નાશ થયો. પછી તો પૂછવુંજ શું? ઘરઘરના નોખા નોખાં ધર્મ થવા લાગ્યા, 'बाप परापत बेटा,' એ ન્યાયે ઓલી વર્ણસંકર પ્રજાએ પોતાના ગુપ્ત પિતાના રત, અને વિર્યના આકર્ષણે ખેંચાઈ અન્ય ધર્મો ખોળવા મંડી પડયા, તેમ એ સાધુમંડળથી ગુપ્તપણે ઉત્પન્ન થએલી પ્રજાએ તો હદ વાળી. ધર્મના નામે ધતિંગ ઉભું કરી પોતાની સમગ્ર નાતમાં ટંટા ફિતુરનો ફેલાવો કરી દીધો. 'यस्य नास्ति स्वं प्रज्ञाशास्त्रं तस्य करोति किम। એટલે "એવા જનોની કે જેની પોતાનીજ પવિત્ર બુદ્ધિ નાશ પામેલી છે, તેને શાસ્ત્રો શું કરી શકનાર છે?" એ ન્યાયે જાર કર્મ નીચ જાતીથી ઉત્પન્ન થએલી પ્રજામાં બુદ્ધિ કયાંથી હોય? તેથી તેઓ સત્ય શાસ્ત્રોના ઉપર પણ આક્ષેપો લગાડવા ચુક્યા નહિ.

એ લોકનુ ધર્મ સ્થળ=ધર્મદ્વાર એમના ગામથી દૂરદેશમાં હોવાથી, ઉપદેશકોનું અવરજવર અલ્પ થયા કરતું; પણ તેમનો એક બે દિવસનો પ્રચાર તેઓને કાંઇ અસર કરી શકતો નહિ.

કેમકે રાતદિવસ તેઓને ઓલી શયતાન મંડળીનો સંગરંગ લાગેલોજ રહેતો, તેમ ધર્મ પાળતાં કેટલીક અગવડો આડે આવતી હોવાથી ઉપદેશકોનું કથન કાને પણ ધરતા નહિ. ફક્ત નાતજાતના બંધનના લીધે એ દિવસ પરાણે ઉપદેશકનો સત્કાર કરતા ને તેમના ગયા પછી હતા તેવા થઈ વિચારતા, જેમકે "પુષ્પ ભોગી ભમ્મરને વિષ્ટા ભોગી ભમ્મરનો સંગ થવાથી પુષ્પ ભોગીએ વિષ્ટા ભોગીના આહાર ને લક્ષણ જોઇ તે તજાવવા પુષ્પોના ગુણો સમજાવવા ઉપદેશ કર્યો. વિષ્ટા ભોગીને તેના કથનનો ભરોસો આવ્યો નહિ, જેથી પુષ્પ ભોગીએ સાક્ષાત અનુભવ કરાવવા વિષ્ટા ભોગીને એક પુષ્પ-વાટિકામાં પોતાની સંગે લીધો. ચાલતી વેળાએ વિષ્ટાભોગીએ આહારની ચિંતાએ બે ગોળીઓ વિષ્ટાવાળી પોતાના નાકના બંને નસ્કોરાંમાં રાખી લીધી હતી. પુષ્પભોગીએ પોતાના સાથીને એક ઉત્તમ પુષ્પોવાળી વાટિકામાં લાવ્યો ને ઘણા ઉત્તમોત્તમ પુષ્પો ઉપર ફેરવ્યો ને અનુભવ કરાવ્યો, સાથીની નાકમાં વિષ્ટાની ગોળીઓ ભરેલી હોવાથી ઉત્તમ પુષ્પોનો પ્રમ-લવાયુ કાંઈ અસર કરી શકયો નહિ, જેથી ઉલટો મુંજાઈ પડયો. પુષ્પ ભોગી તો પુષ્પોની લેહરમાં લીન થઇ જવાથી સાથીની શુદ્ધ લેવાની ભૂલીજ ગયો, અને એ ધારતો હતો કે, જેમ હું આનન્દ પામું છું તેમ તેને પણ હશે. સાથીને પુષ્પોમાં કાંઇ રસ ન આવવાથી ઉડી જઇ આમ તેમ ફરવા લાગ્યો, પુષ્પભોગીને તજી દઈ આગળ જતાં વિષ્ટા તેની નજરે પડવાથી ત્યાં ઉતરી

મોજ માનવા લાગ્યો, તેમ પુષ્પભોગીને ધિક્કારતો ગયો. પુષ્પભોગી પુષ્પોની લેહમાંથી નિર્વૃત થઈ જૂએ છે તો સાથી નથી, તેની શોધ કરવા તે પણ ઉડયો, ઉડતાં ઉડતાં પોતાના સાથીને વિષ્ટા ઉપર લહેર કરતો જોઈ તેને કહ્યું કે ભાઈ! તું ઉત્તમ પુષ્પોને મૂકી આ વિષ્ટા ઉપર કેમ ગુંથાયો છે? ચાલ, ચાલ મારી સાથે ચાલ. ઉત્તર મળ્યો કે જા જા ચંડાલ! મને છેતરી ભૂખે મારવા લાગ્યો હતો, પણ મારા ભાગ્યે મને મારૂં આજ પ્રાપ્ત થયું! નહિ તો મારા કેવા ભૂંડા હાલ થતે? મારે તારો સંગ કરવો નથી. પુષ્પભોગીએ જ્યારે પોતાના સાથીની આવી કઠોર વાણી સાંભળી, મનમાં ખેદ પામતો, તે ઉપર દયા કરતો વિનવવા લાગ્યો કે, ભાઈ! મારા સામું તો જો, ને એકવાર મારી વાત સાંભળ, અહીં આવ. પણ પુષ્પોથી કંટાળેલા વિષ્ટા ભોગીએ તેનો ઉત્તર પણ આપ્યો નહિ; તેમ તેના સામું પણ જોયું નહિ. છેવટ નિરાશ થતો પુષ્પભોગી ભમ્મર તે વિષ્ટાભોગીને વિષ્ટા ઉપર મૂકી દયાના આવેશમાં ખિન્ન હૃદયે ચાલ્યો ગયો."

તેમ ઉપદેશકો તેઓને ઘણાએ નીતિ પ્રમાણોથી, વેદ વાકયોથી સમજાવતાં, છેવટે કાલાવાલા કરી, ખુશામત કરીને પણ રસ્તે આવવા વિનવતા, તોએ એ તો ઉલટા તેઓનો દ્રોહ કરી નિંદાએ લાગી પ્રપંચો રચી બંડ ઉભું કરતા. એક બીજાને પક્ષમાં રોબથી, દાબથી, લાગવગ વાપરી, અડચણો વગેરે આપી ઘણા પ્રકારો અજમાવી લેતા ગયા ને પોતે

પોતાનો પક્ષ બળવાન કરતા ચાલ્યા. છેવટ એમ બન્યું કે એવી વર્ણસંકર પ્રજાના રંગે કરી ઘણા ગામો ને દેશો રહેતા રહેતા રંગ છંદમાં પડી ધર્મથી વિમુખ બનવા લાગ્યા. 'तुख्म तासीर सोबते असर' એ ન્યાયે બની રહ્યું, જેથી દેશ અને ધર્મની પાયમાલીનો સમય થઈ લાગ્યો.

## ખરા સાધુના ગુણ.

પવિત્ર ને ખરા સાધુઓનો જ્યાં નિવાસ હોય છે ત્યાં તો સુલેહ, સંપ, આનન્દ, સંતોષ, દયા, ક્ષમા, ઉત્તમ ક્રિયા આચાર, જ્ઞાન, ભક્તિ, ભજન ભાવ વગેરે વર્તમાનકાળમાં ચાલતા ધર્મના ફરજના વ્યવહારોનોજ રસ રેલાતો હોય છે. દેશની આબાદાનીનોજ પવન ફુંકાતો હોય છે. મહાત્માનાં ચલણ, વલણ, કથનાદિક પણ જ્ઞાનને વેહવારદક્ષજ હોય છે. તેઓના કથનોના શબ્દે શબ્દમાં ને અક્ષરે અક્ષરમાં કલ્યાણનોજ રસ ભરેલો હોય છે. જેથી જગત ને જન્મ સમુહના કલ્યાણનો માર્ગ ઉઘડે છે, તેથી આજ સર્વ પ્રજાએ સચેત થઇ ઢોંગી અને દેશ દ્રોહી સાધુઓને સત્વર તજી દેવા ને જેમ બને તેમ ગમે તે ઉપાય અજમાવી તેઓને રાજ્યપિતાના સંચાલકોને સ્વાધિન કરવામાં ઢીલ કરવી નહિ, તેમ તેવું કરતા બ્હીવું પણ નહિ. એ પણ એક જાતનો પરમાર્થ ધર્મ છે, અને પુન્યનો સરળ ને ઉત્તમ માર્ગ છે. જેથી કરી દેશોદ્ધાર ને ધર્મનો જય છે, એ કાંઈ ઓછું પુન્ય ગણાય નહિ. દેશભક્તિ ને ધર્મ ભક્તિ એથીજ સફળ થાય છે. ॥ ઇતી શ્રી ॥

# ભક્તની શોધ.

## ભાગ ૨ જો.

## ભક્તની ભેટ, સંગ પહેલો.

દોહરો.

આળસ અજ્ઞાને ઘેરીયો, ચિત્ત ચોટયું નહિ કામ;
ભાવિકને ભોળાવવા, ભક્ત ધરાયું નામ.

ગુજરાત પ્રદેશના દક્ષિણ વિભાગ માંહેલા પ્રદેશના 'લખવા' ગામનો વતની ઉત્તમ જ્ઞાતીમાં અવતરેલો (પણ જોતાં લક્ષણે વર્ણસંકર) કાળાસિંહ નામનો પુરૂષ એક ઉપદેશકને ત્યાં માસિક રૂ. દોઢના વેતને નોકર રહી તેમની સાથે પશ્ચિમ વિભાગ તરફ ગએલો. કાળોસિંહ વાચાળ તો હતો. કહેવત છે કે 'जेनी जात ना चाले तीनी जीभ चाले.' ગુજરાતીનું શિક્ષણ માંહોમાંહેથી અલ્પ મેળવ્યું હતું તેથી વાર્તાઓની ચોપડીયો જેમ તેમ વાંચતો; ભજન કિર્તન પણ શિખતો હતો, વિશેષમાં હવે તો ઉપદેશકનો સંગ હોવાથી જ્ઞાન શાસ્ત્રોનાં પુસ્તકોનો પણ અભ્યાસ થવા લાગ્યો. ભજનકિર્તન જે પ્રથમ શીખેલો તેમાં પણ વૃદ્ધિ થઇ. કાળો-

સિંહ સ્વભાવે અહમતાવાળો-આપદશી, તુમાખી-જરા જ-રામાં તપી જનાર, કપટી, પ્રમાદી ને ઇર્ષાખોર સાથે સુખ પિપાશુ પણ હતો.

ઉપદેશક ભોળા સ્વભાવના, ક્ષમાવાન, વિશ્વાસુ, સરળ જ્ઞાનવાળા હતા. પણ તેની વાચા જરા તરા શિક્ષણ આપતાં ગરમા ગરમ રહેતી, છેક વિવેકશુન્ય નહોતા. તેમનામાં ક્ષમાનો ગુણ પણ હતો. એઓ પ્રચાર કરતા કરતા દેશા-ટણ કરે જતા. સાથેજ કાળોસિંહ પોતાની પ્રપંચની જાળ ભોળા ભાવિકોમાં પાથરતો રહેતો, કંઈ ફાવતો તો કંઈ ન ફાવતો. પોતાને ભકત, બ્રહ્મચારી, એ વિશેષણો જેમ લાગ આવે તેમ લગાડી લેતો. એવી રીતે શેઠ વાણોતર ફરતા ફરતા એ પશ્ચિમ પ્રદેશના મધ્ય ભાગે 'ડાકોટ' ગામે આવી લાગ્યા.

કાળાસિંહને ઉપદેશકનો ઘણા કાળનો સહેવાસ હોવાથી ઘણી વાતોમાં પાવરધો બની જવાથી ભોળાજનોમાં એક જ્ઞાનીપુરૂષ જેટલો ડોળઘાલુ થઈ પડયો. વિવેકશુન્યજનો ( પોતાની વર્ણસંકરતાના ગુપ્ત ગુણના લીધે ) તેની જાળમાં સપડાઇ જઈ ઉપદેશક ઉપર અભાવ કરતા રહી કાળાસિંહને વિશેષ ચાહવા લાગ્યા. 'यादशा शीतला देवी तादृश्य खर-वाहनः' એ ન્યાયે તેમનો એક રંગ જામ્યો. ઉપદેશકે આવા અજ્ઞાન શિષ્યોને ઘણીવાર સમજાવ્યા, ઘણા પ્રકારે ચેતાવ્યા પણ 'गुण गुणनुं आकर्षण करे' તે ન્યાયે ઉપદેશકનું કાંઈ

તેઓ આગળ વધ્યું નહિ તેથી કંટાળી કાળાસિંહને શીખ દેવા લાગ્યા, કાળાસિંહને તો મન ગમતું મળેલું હોવાથી નોકરી વિષતુલ્ય લાગી રહી હતી તેમાં શિખામણે ઉમેરો કરેલો હોવાથી વગર રજાએ પલાયન કરી ગયો; તેને કોઈ ભોળિયાએ બે દિવસ સંતાડી રાખ્યો, ઉપદેશકે તેની ખોળ કરી પણ કોઇએ પત્તો ના આપ્યો તેથી અન્ય ગામે રવાના થઈ ગયા.

કાળોસિંહ હવે અહીં ભક્ત બન્યા, બ્રહ્મચારી રૂપે ડોળ કરી રંગ જમાવ્યો ને ધુર્તતા અજમાવવા માંડી, ભોળાઓને ભમાવ્યા, વર્ણસંકરોને તો રંગમાં રંગી પૂર્ણ બહેકાવ્યા ને ધર્મથી વિમુખ કરી પોતાનો સમાસ કર્યો. કાળાસિંહના પ્રપંચમાં ઘણા જનો ફસવાથી તે નર મૂઢાએ સ્વજ્ઞાતી સામે પણ વિરોધનો ઝુંડો ઉપાડયો, ખરી રીતે વિખવાદ પથરાઈ પણ ગયો અને તે આજ સુધી રહ્યો છે. એ ચેપ આજુબાજુના ગામોમાં પણ લાગ્યા વિના રહ્યોજ નહિ. જ્ઞાતીના અગ્રેસરોએ એ ગ્રામવાશીઓને સમજાવ્યા અને શિખામણ દીધી, નાતની બીકે હાંજી હાં મેળવી દેઈ અને એમના ગયા પછી એજ કાળાસિંહના ચરણ ચંપી કરવા ચાલ્યા ગયા. નાતનાં કામો શાન્તીભર્યાં હોવાથી ઘણો કાળ કાળાસિંહના આનંદનો રહ્યો. એક સમયે અન્ય ઉપદેશકને લેઇ નાતવાળા કાળાસિંહને ઉપદેશ દેવા આવ્યા. ગામમાં આવી અગ્રેસરોએ કાળાસિંહને બોલાવ્યો પણ ગામવાળા માંહોમાંહે સંપી જવાથી કાળા-

સિંહને નસાડી મૂકી ભેળો થવા દીધો નહિ, તેથી નાતના અગ્રેસરો પાછા ચાલ્યા ગયા. તેઓના ગયા પછી તુર્તજ કાળાસિંહનો રંગ જામ્યો. નાતની બિક હોવાથી કાળાસિંહનો ઠામ અન્ય જ્ઞાતીવાળાને ત્યાં મુકરર કર્યો હતો, પણ ત્યાંયે કાળાસિંહ ગુરુની સેવા કરવા એ નરમૂંઢો જવા ચૂકતા નહિ. મૂળ પાયો પ્રપંચ ને દોષથી રોપાએલો હોવાથી ઝાઝી વાર એઆનંદ ટકયો નહિ, છેવટે કાળાસિંહભક્તનું ભોપાળું ઉઘડવાનો સમય આવી લાગ્યો. 'यतो धर्म ततो जय' એ ન્યાય આવી સન્મુખ ઉભો.

કાળાસિંહ ભક્ત બન્યા છે, કિર્તનીયાં ગવાય છે, ભોળા ને ભામટાઓનાં ટોળે ટોળાં મળે છે, લાણુપ્રસાદી વહેંચાય છે ને કાળોસિંહ પોતાની વિષય વાંચ્છનાની તૃપ્તિનો માર્ગ ખોળવામાંજ રોકાયલા હતા. (આ હકીકત વિશેષ હોવાથી વિસ્તારના ભયથી ટુંકમાં દેખાડવા સંકોચી લઈ આગળ લખું છું.) તેવામાં કર્મ જોગે એક ઉત્તમ જ્ઞાતીની વિધવા ભક્તાણી મળી આવી. કાળાસિંહે તે બિચારી ભોળી ભામાને ભમાવી પોતાના પાપી પંજામાં ફસાવી લેઈ તેનું સર્વસ્વ (શીળ) લૂટયું. (આ ચિત્ર પુરૂં લખતાં મને પોતાને લજ્યા રોકે છે, તેથી અલ્પ ખુલાસો લખું છું.) તે ભામાને ગર્ભ રહ્યો, તેનો પાત કાળાસિંહ ભકતે કરાવ્યો. ભક્તિના ફળમાં ભકતાણીને બાળ હત્યા ભક્તે આપી, ને પોતાના ચેલકાઓને મેશનો કાળો ચાંદલો કપાળે ચોટાડયો, ને જગતમાં ફજેતી

થઈ. એ વાત રાજ્યમાં જાહેર થતાં પોલીસ અમલદારોએ પાપીને પકડયા ને ન્યાય કોર્ટે લેઈ ગયા. ન્યાયમાં ભક્ત ભકતાણી જેલમાં પોતાના પ્રપંચનું ભોપાળું ઉઘાડું પાડવા ગયા. કાળાસિંહભક્ત જેલમાંથી છુટયા પછી નાગા બાવાના સંગમાં માથું મારી પેસી ગયો. તેમાં મહંત સંસ્કૃત જ્ઞાન ધરાવનાર હોવાથી તેમની પાસે કાળાસિંહ સંસ્કૃતનો અભ્યાસ કરવા મથન કરવા લાગ્યો. 'सोनाना पात्र विना सिंहणनुं दुध नव टरे. ' એ ન્યાયે વિદ્યા તો ના આવડી પણ દશબાર શ્લોકો ન્યાય દર્શનના મુખ પાઠ કરી શકયો. ' पडी टेव ते तो टले केम टाली. ' તે ન્યાયે અહી પણ કાળાસિંહની એની એ દશા થઇ. મહંતે કાળાસિંહનાં કર્તવ્ય જાણી લીધા. જેથી પોતાના મંડલમાંથી પણ હાંકી કાઢયો. કાળાસિંહને પુનઃ આનંદ યાદ આવવાથી એજ ગામમાં જ્યાં પ્રથમ આનંદ ભોગવ્યો હતો ત્યાં ગયો. આ વેળા કાળાસિંહનો ફેરો સફળ થયો નહિ. પ્રથમમાં વર્ણસંકર પ્રજા મળી શકી પણ અન્ય જનોએ અભાવ દેખાડવાથી તેમ નાતનો સખ્ત પ્રતીબંધ હોવાથી ત્યાંથી પણ કાળાસિંહભકતને પાછું ફરવું પડયું. હવે કયાં જવું ? એ પ્રશ્ને મુંઝયો પણ 'नकटा ने लाज न होय' એ ન્યાયે પોતાની જન્મ ભુમિના મુળ ગામે આવ્યો. અહીં નાતજાતનું કામ ! અને ત્યાં પણ તેમનાં મૂલચરિત્રો તેવાંજ હતાં; તેમ પરદેશમાં ફોડેલું ભોપાળું પણ એ ગામમાં ગવાતું હતું ! ને વળી એના પધારવાથી લોક આંગળીયો કરી

તેને દેખાડવા લાગ્યા, તેથી ત્યાં પણ કાળાસિંહ રહી શકયો નહિ. તેને એકે દિશા સૂઝી નહિ. છેવટે પોતાના ગામ પાસેના એક ધર્મદ્વારમાં કાંઈ વગસગ વાપરી તેમાં પેઠા ને દાસ પદ્ધીમાં દીપવા લાગ્યા. થોડા દિવસ ત્યાં રહ્યા. 'लक्षण न जाये लाखा' તે ન્યાયે ત્યાં પણ કાળાં કર્તવ્યો પ્રગટ થવાથી મંદિરના મુખ્ય દાસે કાઢી મૂકયો. કાળાસિંહ તો રઝળ્યા, એ તો એમ થયું કે 'धोबीनो कुतरो न घरनो न घाटनो' તોએ કાળોસિંહ હિંમત ન હારતાં લાગવગના બળે મુખ્ય ધર્મદ્વારમાં ઘુસી ગયો. ધર્મદ્વારનો મુખ્ય દાસ વિશ્વાસુ ને ભોળા સ્વભાવનો હોવાથી ત્યાં ફાવ્યો ખરો, પણ અન્ય દાસ મંડલમાં તેની લાગવગ ચાલી શકી નહિ. એક સમય મુખ્ય દાસને કામ પ્રસંગે પશ્ચિમ પ્રદેશ તરફ જવાનું હોવાથી કાળાસિંહ (ભકત) દાસને સાથે લેઈ ગયા. તે દેશવાશિયો આ કાળાસિંહના કાળા કર્તવ્યથી કંટાળેલા હતા. પરાણે પરાણે દૈવ્ય યોગે કાઢી શકયા હતા ને વળી એજ કાળાસિંહને મુખ્ય દાસ સાથે જોવાથી મુખ્ય દાસને એ લોકોએ સમજાવ્યા જેથી કાળાસિંહને ત્યાંથી પણ નાસવું પડયું. છેવટ ત્યાંથી નાસી છુટી રાજનગ્રે આવી ત્યાંના ભોળા ભાવિકોમાંથી નાણું કઢાવવા કિર્તન ગાઈ રીઝવવા લાગ્યો, ત્યાં પણ ભોપાળું ઉઘડવાથી જે કાંઇ હાથ આવ્યું તે લેઈ વિલેમોઢે નાશી છુટયો. અહીંનો છુટયો પુનઃ પ્રથમ ધર્મદ્વારમાં હાથે પગે લાગી રહી ગયો. 'એકવાર અણુવિશ્વાસ આવ્યો હોય

તેજ વ્યકિતનો વિશ્વાસ બંધાતાં વાર લાગે છે.' કાળોસિંહ ભક્ત પણ છેવટ દાસપણામાં પોતાનાં કાળાં કર્તવ્યો અજમાવી છેવટનો ઇન્સાફ આપવા અખિલવિશ્વના ધણીના ન્યાય દ્વારમાં જતો રહ્યો છે. પણ તેનું કાળા કર્તવ્યોનું રોપેલું બીજ તો વૃદ્ધિ પામી હાલ મોટા વૃક્ષના રૂપમાં ફાલી-ફૂલી રહ્યું છે, ને તેના પાપના છાંટા હાલ એ આખી જ્ઞાતીમાં ઉડયાજ કરે છે. જે મૂળ ગામમાં ભક્તની પદ્ધિ જગાડી હતી તે ગામમાં તો હાલ ગણ્યા ગાંઠ્યાજ પુરૂષો ધર્મિ રહ્યા હશે ! નહિ તો ઘણા ખરા કાળાસિંહ ભક્તના રંગમાં રંગેલા રહી અન્ય ભોળાઓને પોતાની તરફ તાણી તે રંગમાં ફસાવવા પ્રયત્ન કરી રહ્યા છે. આવા નરપિશાચો ભક્તના વેષમાં ફાવી આમ આખી દુનિયાને પાયમાલ કરી રહ્યા છે. ભાવિકોએ જાણવું જોઇએ કે ભક્તને તેની વાણીએથી (રાગથી) માની લેવાનો નથી, તેના આચાર, વિચાર, વ્યવહાર પૂરા જોઈ લેવાના છે. પ્રથમની ભૂલ ભયંકર રૂપ ધરી ઘણા કાળ સુધી દુઃખ દીધા કરે છે, ને તે સુધારવી પણ ભાસતી નથી, તેમ સુધરતી પણ નથી. કારણ ઘણા ભાગે ભૂલ નહિ પણ ધર્મ છે એવો ભાવ બંધાઇ જાય છે. જેથી કરી પરિણામે નાશનું ફળ પમાય છે, તે આનું નામ છે. જોઈ લો કાળાસિંહનું ચરિત્ર ! એજ વિષયમાં ભક્ત શ્રી પણ્ડિતવર્ય સત્ય ધર્મિ જલાલેદીન રૂમી કહે છેઃ—" १ अये बसी इब्लिस आदमरूपहस्त· पसबहर दस्ते नबायद दाद दस्त. २ झांके सैयाद आवरद

बांगेमफीर, ताफरेबद मुर्गराआं मुर्गगीर.... ३ हुर्फ दर्वेशां बदुझ्दद मर्ददुं, ता बख्वानद बरसलीमे झांफसुं."

અર્થ—૧ મનુષ્ય રૂપમાં ઘણા શયતાનો છે, તેથી તમે તેના હાથમાં ફસવું ન જોઈએ. ૨ પારાધી જનાવરોની બોલી શિખે છે, (તેનું કારણ એ છે કે) તેથી કરી પક્ષિયોને ભોળવીને ઝાલે. ૩ (તેવીજ રીતે) પવિત્ર પુરૂષોનાં કથનોને (આવા) ઢોંગી માણસો ચોરવી લે છે. (શિખી મુખપાઠ કરી રાખે છે, પણ વર્તન તેવું રાખતા નથી; ને તેનો ઉપયોગ ભોળા લોકોને ઠગવામાં કરે છે.) ને તે ભોળા પણ આસ્થાવાન વિશ્વાસુ પુરૂષો આગળ છટાદાર વાણીએ ગાઈ સંભળાવે છે. (જેથી કરી પોતાની પ્રતિષ્ઠા વધારવાનો ઉપાય બનાવે છે.)

એક અંગારિયો સો મણ જવારનો ભવ બાળે. એ વાત સત્ય છે. એનો અનુભવ લેનારા પુરી રીતે જાણીતા થઈ ગયા છે. એક ચંડાળ પાપી નરપિશાચ (ઢોંગી ભક્ત કે સાધુ) ની સેવા કરતાં કેટલો બગાડ થાય છે, તે પ્રકટ જ છે. હવે એથી વિશેષ લખવાની જરૂર નથી. ઈતી શ્રી.

---

## ભક્તની ભેટ, સંગ બીજો.

### સાખી.

ટોપી પેરે ત્રણ ગુણ, નહિ વારો નહિ વેઠ;
ભક્ત ભક્ત સૌ કો કહે, સુખે ભરાયે પેટ. ૧

ભક્ત કરે ભક્તાઈ કે, ટીલા શ્યામકા;
ભક્ત ઉઠાવે લઠ, ભરોસા રામકા. ૨

શ્રી ગામ પેટાપુર મધે કેટલાક ચોર લોકોની વસ્તી છે. પ્રમાદ ને હઠ, એજ ચોરી શિખાવનાર મુખ્ય પગથી છે. જેમાં એ ગુણો હોય છે તેમાં જો હિમ્મતનો ગુણ વિશેષ હોય તો તે ચોરી કરવા હામ ભીડે છે, જેમાં હિમ્મત ન હોવાથી નિર્બળ રહી ભિક્ષા માગી પેટ ભરે છે. ચોરોમાં પ્રમાદ પહેલે પગથીયે હોય, તેથી કરી છેલ્લા દહાડાનું અન્ન હોય ત્યાં સુધી નિશ્ચિંતાથી બેઠા બેઠા ખાય છે. એક બે દિવસના અપવાસો પડે ત્યારેજ તેમની આંખ કાંઈક ઉઘડે છે, અને તેથી વિશેષ હેરાન થાય ત્યારે અવળસવળ કરવા બહાર આવે છે.

મીઠા નામનો એક ચોર અતી હુંશિયાર તેમ ચોરોનો નાયક તે ગામમાં રહેતો હતો, તેમ તેની મંડળીમાં દશથી બારના આશરે ચોરો મળેલા હતા. પ્રતી દિવસ એ મંડળ ભેગું મળી પોતાની પાપી મસલ્હત (સલાહ) કરતા. આળસુ તો એટલા હતા કે, જ્યારે તેઓને બે ત્રણ અપવાસ પડતા ત્યારેજ પોતાનાં નબળાં આચરણો અમલમાં મૂકતા. એ ન્યાયે આજ એ ચંડાળ ચોકડી બે ત્રણ અપવાસ કરી ચુકી છે, તેમ અપવાસ છોડવાનું તેઓને કાંઈ સાધન પ્રાપ્ત ન થયું, ત્યારે એકમેક વિચારના ઘોટાળા વાળવા મંડ્યા કે, આ પવિત્ર ન્યાયી બ્રિટીશ રાજ્ય અમલે તો ચોરોનો સત્યા-

નાશ વાળી મૂકયો છે. પોલીસ બે ત્રણ પ્રકારની રાખી આપણાં છાનાં છિદ્રો ખોળી કઢાવી આપણી ચોરી પકડી ભારે ભારે સજાઓ કરી આપણી સર્વ હામ તોડી નખાવી છે, હવે શું કરવું ? ને ક્યાં જવું ? આપણા ઓદરપોષણનો એકે માર્ગ સૂજતો નથી. એના પ્રતિઉત્તરમાં તેમનો સરદાર મીઠો બોલ્યો, ભાઈઓ ! જરા પણ ગભરાઓ નહિ, આપણી તસ્કર વિદ્યાને કોઇ પહોંચી શકનાર નથી, રાજ્ય તરફનો બંદોબસ્ત બહુ સારો કે સખ્ત હશે તોએ શું થયું ? આપણા ઘણા માર્ગો છે. આજકાલ જ્ઞાનશુન્ય જનો ભક્ત બનવા ને પોતે ભક્ત છે એવો ડોળ દેખાડવામાં મહત્વ માની રહેલાઓમાં અજ્ઞાનતાના લીધે અહંપાણું નિરંતર વાસ કરી રહેલું હોવાથી, તેઓને ખરા ખોટાની પરખ રહેતી નથી; તેથી તેવા જનોમાં આપણા સોબતિયાઓ ઘણું ફાવી શકે છે. ભજન કિર્તન ગાનારા બની ! શું—ઓછું લાવી શકે છે ? કેમકે અંધશ્રદ્ધાળુ ભોળા જનો પોતાની મોટાઈ દેખાડવા સારૂ આવા પાખંડી ધંધામાં મરી મટે છે. જ્યાં એક બે ભજન લલકાર્યા કે ભક્તની છાપ મળી, પાંચ છ દિવસ તેઓમાં હળીમળી રહ્યા કે આપણા આધિન થઈ જવાના, પછી તમે તેઓ ઉપર ગમે તેવા ઉપાયો અજમાવો ! તોએ તેઓ પછી કાંઈ ચુંકે ચ્યાં કરનાર નથી. આપણા માંહેલા કેટલાક વાંઢા ને વિધુરો આવા કિર્તનિયા શિખી ભક્ત બનેલા ઘણી રાંડો કાઢી લાવી માલ મસાલા ઉડાવે

છે, અને કેટલાક તો એવી ભક્તાણીઓને ત્યાંજ પડ્યા પાથરા રહી પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરે છે. તેમજ છાનામાના પ્રપંચ રમી તેઓનો માલ તફડાવી લાવી પોતાના કુટુંબનું પોષણ પણ કરે છે. તમો બે દહાડા શાન્ત રહો, હું કાંઇ ઉપાય અજમાવી જોઉં છું, ને ઓલ્યા ગામમાં જઇ ખબર કાઢી તપાસ કરી આવું છું, કેમકે ત્યાં ભજનિયા ભક્તો ઘણા છે તેથી જરૂર આપણને ત્યાં ફાવશેજ. આવું બોલી મીઠે વેષ બનાવ્યો, માથે ભભૂતી ચોળી ટીલાં ટપકાં કરી માથે ટોપી લાંબી પહેરી ગળામાં માળાના થોક ઘાલી ગો-પીચંદથી વાઘ જેમ ચિતરાઈ એક હાથમાં તંબુરો, ને બીજા હાથમાં ઘોકો અને બગલમાં ઝોળી ઘાલી, રામ નામની ધુન ગજાવતો ભક્તનો વેશ પૂરો ભજાવવા મીઠો ચંડાળ ચોકડીથી વિખુટો પડી ધારેલા ગામની દિશા ગ્રહણ કરી પંથે પળ્યો.

ધારેલા સ્થાને મીઠો આવી પહોંચ્યો, ને ઠાકોર દ્વારે પધારી આશન જમાવી દીધું. એ મંદિરનો પુજારી આસ્થા-વાન હોવાથી મીઠાનું બનાવટી રૂપ, વળી મોઢે રામ નામની ધુન જોઈ આશકજ થઈ ગયો, પાસે જઈ મહારાજ! જય 'સિતારામ' કરી દંડવત્ પ્રણામ કર્યા. મીઠે તો પોતાનો વેષ પૂરો ભજવવા નિસ્પૃહીપણે ફક્ત 'રામ રામ' કહી શાન્ત રહી પુજારીની સામું જોયું પણ નહિ. પુજારી બિચારો સમજ્યો કે આ કોઇ મહાત્મા પુરૂષ છે, કે કોઇની તથા (પરવા) પણ કરતા નથી; તેથી પુજારી લોભાઈ મીઠાની ખાવા

પીવા વગેરેની બહુજ આગતાસ્વાગતા કરી તેના આધિન રહેવા લાગ્યો. ગાંજો, ભાંગ, તમાકુ વગેરે લાવી આપી સેવા કરતો, તેમ મંદિરમાં ભાવિકો દર્શને આવે તેઓ સમિપ પણ મીઠાના ગુણ ગાવા મંડયો. બે ત્રણ દિવસમાં તો આખા ગામમાં મીઠાનું નામ પ્રસિદ્ધ થઇ ગયું, પોતે વાચાળ તેમ ભજન કિર્તન ગાનારો તેમ તેનો રાગ પણ મીઠો હોવાથી આખા ગામમાં મીઠો, મીઠો થઈ રહ્યો.

એમ કરતાં એકાદશીના વ્રતનો સમય આવ્યો, ગામમાં ભજન કિર્તનનાં મંડળો જામ્યા, મીઠાને પણ નોતરા ઉપર નોતરા આવવા લાગ્યા. મીઠે દશમથી અપવાસ ચાલુ કરી દીધા, એકાદશીને દિવસ નકોયડો ને બારસે પાયણું કરી તેરસે વ્રત છોડવાનું જાહેર કરી દીધું; ગ્રામ જનો ને પુજારી તો મીઠાના અપવાસની વિગત સાંભળી આભાજ બની ગયા. ગામમાં ધનાભાઇ નામના એક ગ્રહસ્થે મીઠાને પાયણું કરાવવા નોતરૂ દીધું. તેમ ગ્રામના સર્વ કિર્તનિયાઓને પણ વાયક આપી તેડાવી કિર્તન સભા કરાવી પુજારી ને મીઠાને બોલાવવા મોકલ્યો. મીઠે આનાકાની દર્શાવી, તેથી પુજારી વિનંતી કરી અરજ કરવા લાગ્યો કે મહારાજ ! ધના નામે એક ગ્રહસ્થ પરમ શ્રદ્ધાળુ ને આસ્થાવાન છે, તે આપના પાયણાનો દિવસ હોવાથી ઉમંગમાં એણે પાંચ પૈસા ખરચવા ધારી આખા ગામમાં તેમજ આજુબાજુના ભકતોને નોતરાં દીધાં છે, એ સર્વ પધારશે. વળી આપનેજ લીધે ભકતે સભા ભરી, ને

આપજ ત્યાં ના આવો ! તો એની સર્વ આશાઓ નિષ્ફળ જાય. એ ભક્તની ધારણા એ છે કે, મારા આજ ધન્ય ભાગ્ય છે કે આવા મહાત્મા મારે ઘેર પધારશે. તેથી મહારાજ ! જરૂર આપને તો ત્યાં પધારવુંજ પડશે. તોએ મીઠે કાંઈ જવાબ આપ્યો નહિ, તેથી પુજારીજી તો મૂઠિયો વાળી ઉભી પૂછડિયે નાઠા તે ઠેઠ પેલા ગ્રહસ્થને ઘેર આવી ઉભા રહ્યા ને સર્વ વિગત કહી સંભળાવી, જેથી એ ધનાભાઇને મીઠાને તેડવા આવવું પડયું, ને ઘણા કાલાવાલા કરી તેડી ગયો. સભા મળી, મીઠાએ પાયણું કર્યું, કિર્તનિયાની ટુકડીયો જામી. કિર્તનના આલાપનું મંડાણ થઈ ગયું. ભજન સાથે ભજન ને કિર્તન સાથે કિર્તનની ધુન લાગી રહી છે, તેમાંથી થોડાક નામી ભક્તોએ મીઠાને વીનંતી કરી કે મહારાજ ! આપ પણ બે ત્રણ કિર્તન સંભળાવી હમારા કાન પવિત્ર કરવા દયા કરો, જેથી આપનો આભાર કદી પણ ભૂલીશું નહિ. હમોને આશા છે કે આપ દયા કરી જરૂર કૃતાર્થ કરશોજ ! મીઠો એટલુંજ ઇચ્છતો હતો કે તુર્ત મંજીરા ને તંબુરો લેઈ, ‘ રામ નામ ભજ લે પ્યારે, કાયકુ મગરૂરી કર્તા હે. ’ ‘ રામ બાણ વાગ્યાં હોય શો જાણે. ’ એવાં એવાં બે ત્રણ પદ ગાયા કે સર્વ સભા છક્ક થઈ ગઈ, કેમકે મીઠાનો સ્વર રસીલો તેમ મધુરો ને તીણો હોવાથી ઓલ્યા કિર્તનિયા તો વાહ-વાહ-ધન્ય-ધન્યના પોકારોજ પાડવા મંડી પડ્યા. હવે રાત થઈ રહેવા આવેલી હોવાથી મીઠાએ

માળા કરવાનો સમય આવેલો હોવાનું બહાનું બતાવી ત્યાંથી ઉઠયો જેથી કિર્તન બંધ રહ્યું. મીઠાને ધનાએ પોતાનીજ હવેલીમાં માળા કરી સૂઇ રહેવાનું કહ્યું ને ઘણી વિનતિ સહિત કહ્યું પણ મીઠો કાંઈ કાચો પોચો નહોતો. તેણે સાફ ના કહી દીધી, 'હમો તો મંદિરની ઓશરીમાં ઠાકોરજીની છાંયામાં સુઈ રહીશું; અન્ય જગ્યાએ કે ગમે તેને ત્યાં હમોને સૂઈ રહેવું યોગ્ય નથી. હમે તો હમારા ઠાકોરજી ને તેમનું મંદિર! મંદિર વિના હમોને ઘડીએ ચેન પડે નહિ. ધનો ભકત નિરાશ થતો મંદિર સુધી મીઠાને વળાવી તેરસનું વ્રત છોડવા પોતાનેજ ઘેર પધારવાની વિનતી કરી. મીઠે ઘણી આનાકાનીએ કબુલ કર્યું. ધનો આનંદનો માર્યો સવારથી મીઠા ભક્તની સેવામાં રહ્યો, ને બપોરે ધનાભાઈ મીઠાને વ્રત છોડાવવા જમવા તેડીનેજ ઘેર આવ્યો, મીઠાને જમાડયો, સાંજરે જમવાની વિનતી કરી, મીઠે કહ્યું કે હમો તો બપોરે એકજ વખત જમીયે છીયે, રાતે જમતા નથી. ધનાભાઇએ મીઠાની રસોઇમાં પુષ્કળ દ્રવ્યનો વ્યય કર્યો હતો. ધનો મીઠાની વાણી ઉપર મોહિત થએલો હોવાથી મીઠાને કિર્તન ગાવા સારૂ પધારવાનો આગ્રહ કરી કાલાવાલાસહ કહેવા લાગ્યો કે, ભક્તરાજ! મારા ઉપર કૃપા કરી મારા ઘરને પવિત્ર કરવા રાત્રે પધારવા દયા કરશો, અને કિર્તન સંભળાવી આભારી કરશો. ગત રાત્રીએ આપનાં વચનામૃતો અલ્પ સાંભળેલાં હોવાથી

મારી આત્માની તૃપ્તી થઇ નથી, તેથી આપની વાણી સાંભળ્યા કરૂં એવી જીજ્ઞાસા રહ્યા કરે છે. આપ પરમાર્થી પુરૂષ છો ને મારી ઈચ્છા પૂર્ણ કરશો એવી આશા છે. જ્યારે ધનાએ મીઠાને ઘણા કાલાવાલા કર્યા ત્યારે મીઠો લાગ જોઈ બોલ્યો કે, મેં વ્રત આજ છોડયું છે, હજુ મારે સાબરગંગા તીરે રામ મંદિરે જવાનું છે, ત્યાં જઈ મારા નિયમો પૂર્ણ કરી તારા આગ્રહના લીધે રાત્રે મોડો આ-વીશ. આજ મારે ત્યાંથી બારોબાર અન્ય ગામ જવાની ઈચ્છા હતી, પણ તારો આગ્રહ મારાથી ભંગ થઇ શકતો નથી. એવી રીતે ધનાને મસ્કો લગાવી રવાના કરી દઈ પોતે પોતાને ગામે જઈ ચંડાળ ચોકડીને ખબર આપી આવ્યો કે, આવો સમય ફરી ફરી મળવાનો નથી. તેમ અમુક નિશાનીઓ, ઠામ ઠેકાણું, ટાઈમ વગેરેનો પાકો બંદોબસ્ત કરી દીધો. તેમ તેઓને ચેતાવી દીધા કે ગઇ રાતનો પણ એ લોકોને અખંડ ઉજાગરો છે. વળી ખેડુત હોવાથી દિવસે સૂવા પામશે નહિ, તેમ આ રાત્રીએ પણ જાગવું પડશે, જેથી કરી તેઓની દશા મડદા જેવી થઈ જશે, તો તેમાં આ-પણો લાગ પૂરેપૂરો ફાવશે. રખે ભૂલ કરતા કે ઢીલ કરતા ! એમ સમજાવી રાતના બરોબર દશ વાગે પોતાની શયતાન ટોળી લેઇ મીઠો આવી પહોંચ્યો. એ ટોળી વાળાઓને અમુક જગ્યાએ સંતાડી, મંદિરના દાગીના રોકડનો પત્તો બતાવી ધનાના ઘરની જણસો, દાગીના, માલ વગેરેની પેટીથી સોમિયા

ફરી પોતે મંદિરમાં આવી પહોંચ્યો. અહીં પૂજારી વાટ જોઈ બેસી રહ્યા હતો, જ્યાં મીઠા ભક્તને આવતો જોયો કે ધનો ભક્ત તુરત ઉભો થઈ પોતાને ઘેર લઈ જઈ ગાદ્દી ઉપર પધરાવી દીધા.

અહીં ધનાને ઘેર તો કિર્તન મંડળ જામી ચુક્યું હતું, કિર્તનની ધૂન લાગેલીજ હતી. મીઠાને જોતાંજ સર્વ શાન્ત થઇ ગયા. ધનાએ તંબુરો ને મંજીરા મીઠાના હાથમાં આપ્યા. મીઠે કિર્તન ગાવાનો આરંભ કર્યો જ્યાં અગીયાર, બારનો સમય થયો કે નિદ્રાદેવી પણ પધારી ચુકી, સભાજનોને પોતાના આધિન કરવા લાગી. કોઈ બેઠા બેઠા તો કોઇ આડા પડી નિદ્રાને શરણે થઈ ગયા. આખી સભામાંથી બે કે ત્રણ જણ અર્ધ જાગ્રત અવસ્થામાં રામ–રામ બોલી રહ્યા હતા. પુજારીજી તો નિદ્રાના પાસમાં ક્યારનાએ જકડાઇ ચુક્યા હતા. ધના ભક્તનો રામ નામનો સ્વર નિદ્રાના પ્રતાપે લંબાઈને નીકળતો હતો. રા........મ. 'રા' ને 'મ' બેને મેળવતા ધનાને જરૂર દશ મિનીટ લાગતી એવો નિદ્રાને આધીન થયો હતો. મીઠાની ચંડાળ ચોકડી ધનાને ઘેર આવી પહોંચી તે પહેલાં તો મંદિરમાં જઈ ઠાકોરજીનાં વસ્ત્ર, ઘરેણું ગાંઠાં, રોકડ વગેરે ચોરી, ઠાકોરજીને લૂટી નવસ્ત્રા બનાવી મુકી પરવારી રહી હતી. સમય પુરો થઈ રહેલો હોવાથી મીઠો અહીં ઉંચો નીચો થતો હતો ને તેઓની વાટ જોતો અકળાયા કરતો

હતો, તેવામાં બે જણ સંકેત પ્રમાણે સાધુ વેષમાં કિર્તન મંડળમાં પ્રવેશ કરીને મીઠાને ખબર આપી રવાના થઇ ગયા. મીઠે પણ કહ્યું કે ભૂલશો તો પસ્તાશો ! જેટલું સધાય તેટલું સાધો. શયતાન ટોળી ધનાના ઘરમાં પેઠી ને ખોળા ખંખોશમાં વળગી, ત્યારે તેઓને સમજણ પાડવા મીઠે ભજન ઉપાડયું ને લલકારી ગાવા માંડયું:—

પદ.

ભજન ભય ટાળે રે, હરિજન સુતા છે;
ચેતીને નર ચાલો રે, બારે બાંધ્યા બે કુતા છે જી. ૧
પાછળ બારી પાડો રે, દિવો માળે બળે;
પટારો છે પડખે રે, ડામચિયો ઓથે ધરે જી. ૨
કોઠાર જોજો ખુણે રે, વાડે ઘોડી બાંધી છે;
કરામાં છે તાકું રે, જણસો સરવે લાધી છે જી. ૩
પલાણ પાસે લટકે રે, લગામ લાગી લેખે છે;
ભૂલતા નહિ ભાઈ રે, એટલું તો હેઠે છે જી. ૪
ડાબે ખુણે દાદર રે, માળે ઝટ જાવું છે;
ઓશરીમાં જોજો રે, છીંકા ઉપર ખાવું છે જી. ૫
છીંકા હેઠે પેટીરે, તેમાં નગદ નાણું છે;
પાંચ પચીસ હજારીરે, એટલું તો મેં જાણ્યું છે જી. ૬
જ્યારે હેઠા આવોરે, ધોરી ધોળા ઉભા છે;
ગાડુ જોજો પરવાડે રે, પાસે બે કુબા છે જી. ૭

ઓરડામાં બાળા રે, સુતી એક નાની છે;
કોટે તેને કંઠી રે, નક્કી મેં તો જાણી છે જી. ૮
એટલું તો લઇને રે, જાજો ઉભી વાટડીયે;
રાત રહી છે થોડી રે, બંધાઈ જશો હાટડીયેજી. ૯

આ પદને મીઠે એક એક કડીને બે બે ને ત્રણ ત્રણ વાર ગાઇ પુર શુરથી મંજીરા ને તંબુરાની ધૂન ગજાવી મુકી હતી. પેલા શોખિન કિર્તનિયાઓ અર્ધ જાગ્રત અવસ્થામાં રા....મ, રા....મ, ધ....ન્ય, ધ....ન્ય, વા....હ, વા....હના પોકારો પાડી રહ્યા હતા. તેમ ઘરમાં ચોરો ચેતવણી મુજબ કામ કરી પલાયન થઈ ગયા. મીઠો એક કિર્તન પૂરૂં કરી બીજું, ને બીજાને મૂકી ત્રીજું, એમ વારાફરતી ગાઈ રહ્યો હતો. સવાર થઈ વાણું વાયું, ધનાના ચાકરો આવી વાડામાં જૂવે છે તો, ઘોડા, બળદ, ગાડું વગેરે કાંઈ જોયું નહિ, તેથી ધનાને ખબર આપી કે ઘોડા, બળદ, ગાડું સર્વ કોને આપ્યાં છે ને ક્યાં છે ? તે વાત સાંભળી ધનો હબકી ઉઠયો ! તપાસ કરતાં કાંઈ પત્તો લાગ્યો નહિ. તેવી ગડબડ ચાલતી હતી તેવામાં મંદિરનો પુજારી ઠાકોરજી લૂટાયાની બૂમ લાવ્યો, ને કહેવા લાગ્યો કે શણગાર, લુગડાં, ઘરેણાં ને રોકડની ચોરી થઈ છે. મીઠાનું કોણ નામ લે ! આમ તેમ ચારે તરફ તપાસ ચલાવી, પગલું કાઢયું. પોલિસ આવી પહોંચી ત્યાં સુધી ધનો કે ઘરવાળા કોઈ ઘરમાં તપાસ કરતું નથી, તેટલામાં છોડી રડતી કકળતી આવીને કહેવા લાગી કે, બાપા ! બાપા ! મારા સુઈ ગયા પછી મારી કંઠી

ગળામાંથી કેમ ઉતારી લીધી ? લાવો મારી કંઠી, ઉં....ઉં.... ઉં....કરવા લાગી. તેવોજ ધનો ઘરમાં જઈ તપાસ કરે છે તો, કંઠી તો વંઠી પણ સાથે ઘરની કુલ ઈસ્કામત ગઈ છે. ધનાના તો હાંજા ગગડી ગયા, મરવા જેવો થઈ ગયો. રાજ્યમાં તેને બહોળી ઓળખાણ પીછાણ હોવાથી દરેક અમલદારે તેને આશ્વાસન આપીને સજ્જડ તપાસ ચલાવવા માંડી. પણ કાંઇ પત્તો લાગ્યો નહિ તેથી છેવટે છુપી પોલીસને તે કેસ સોંપ્યો, કે થોડા દીવસમાં આરોપીને મુદ્દા માલ સાથે પકડયો. આ ચોરી કરાવનાર ભક્તરૂપ ધારી મીઠાનાં કારસ્થાન હતાં. મીઠો ભક્ત પકડાયો, સાથી જકડાયા, પોગળ ઉઘડયું, સેવકો ને ભાવિકોનો ભરમ ફૂટયો. અવિદ્યાની આસ્થાનો રંગ ટૂટયો, અને અન્યજનોએ પણ આવા ઢોંગી નરોથી સચેત થઈ વિશ્વાસ મૂકયો. મીઠાનું ને સાથીનું જ્યારે પુરણ સામટુ રંગાયું ત્યારે માલ અડધો પડધો દેખાડયો હતો, પણ ધનાના રૂ. ૧૦૦૦૦) દશ હજાર ને ઠાકોરજીની સીલીક ને ઘરાણું ગયું તે ગયું.

વિવેકશૂન્ય પ્રેમથી ટીલાટપકે, કે તાલતંબુરે, કે અન્ય ઢોંગે ભોળવાઈ જવાથી આમ જગતની પાયમાલી થયા કરે છે. ચોરોને અન્ય માર્ગ કરતાં આ માર્ગ બહુજ સુગમ હોવાથી ઘણો ભાગ આજ માર્ગ ગ્રહણ કરે છે. તેમ જગતમાં ફરતા બાવા, સાધુ, ભીખારીનો ઘણોખરો ભાગ તો ભૂખે ને પણ આપ્યું. તે સાથે ભવૈયાના શિષ્યમંડળને અને ઓલ્યા

મરતાઓ પારાધી, વાઘરી, ભીલ, મેઘવાળ, ગરોડા, પીઢારા, કાંસકીયા, ગાડળીયા, સારા, કોળી, સલાટ, માલી, ડૂમ, નાયકડા વગેરે નીચ લોકો ચોર, ધૂતારા, લફંગા ને ઢોંગી હોય છે, ને તેઓ પોતાનો સ્વાર્થ સાધવા અનેક પ્રકારના વેષ બદલી જગતની પાયમાલી કરે છે, તેથી તેમનાથી સાવધ રહેજો લાંબા ટીલા, લાંબી માળા, કેશનો ગુચ્છ કે જટા, લાંબા ઝભ્ભા, ડંડ, કમંડલ, ભભૂત, ગોપીચંદ, ગેરૂ, સિંદુર, કંકુ, સ્વેતાબંર, પિતાંબર, દિગંબર, કફની, ટોપી, ઝોળી, લંગોટી, આડબંધ, ચીપીયા, પાવડી, ડફ, ખંજરી, મોરલી, સારંગી, તાલ, ચંગાદિ સાધનો જોઈ મોહ પામતા નહિ. એ સાધુ કે ભક્ત નથી, પણ તમારાં આંતરડાં વાઢનાર કાતરિયા છે. ઇતી શ્રી.

## ભક્તાની ભેટ, રંગ ત્રીજો.

### ભક્તિ તારા લેખે, ને લોક તમાસા દેખે.

ભરતખંડના જાંબુદ્વિપના મધ્ય વિભાગની પશ્ચિમ દિશાએ આવેલા દ્વિપકલ્પની મધ્ય રેખાએ શ્રી રાવિણી ગ્રામે, ઘણાજ ભાવિકો, અભાવિકો, નાસ્તિકો, પાખંડીયો, સત્યાગ્રહીયો, વગેરે પ્રકારના બહોળા મનુષ્યોનો વાસ છે. ભાવિકોમાં પણ કેટલાક શુદ્ધ જ્ઞાની ને કેટલાક વિવેકશુન્ય સપાટાબંધ

ઓતળી જનારાઓ પણ છે. કેટલાક માંહોમાંહેના વિષવાદના અંગે મતમતાંતરના પણ ઘણા પંથોમાં ગોથાં ખાધા કરી નવિન પંથો ધારણ કરે જાય છે, તેમ ફાંટાબાજ ટોળી બાંધી કલ્પિત ધર્મો પાળે છે. કેટલાક ધર્મને નામેજ ઝઘડા ઉભા કરી પોતાનું વર્ણસંકરપણું દેખાડી રહ્યા છે, તેથી તે ગામમાં એવા ડોળઘાલુ ભામટાઓ ભક્ત ભિખારી અને સાધુના વેષમાં ફર્યાજ કરે છે; તેમ ત્યાં એવા ભામટાઓ ફાવી જાય છે, તેનું મુળ કારણ કહેતી પ્રમાણે એવુંજ હોવું જોઈએ ! "उत्तमसे उत्तम मिले, मिले नीचसें नीच; पाणीसे पाणी मिले, मिले कीचसे कीच." "જેનો જેવો संग रंग बहु तेवो बेसे" "ज्यसेकुं त्यसा" "तुखम ताशीर, सोबते असर" એ ન્યાયે પેલા ભામટાનાજ રંગે રંગાએલી, ને એવાજ સંજોગોમાં જન્મેલી પ્રજા હોવાથી તેવા ઘણા પ્રસંગિક દાખલાઓ ત્યાં બનેલા તે માંહેથી આ એકજ નમુનો આપું છું.

આશરે આજથી આઠ નવ વરસ ઉપર, એક મહાત્મા કિર્તનીયા ભક્ત સાધુરામ પધાર્યા, ભજન કિર્તન ગાવામાં તેમ વાક્ય પટુતામાં પ્રવિણ, છળ પ્રપંચમાં એકો હોવાથી ગામ સમિપે ગઢ પાસેના મંદિરની આજુબાજુમાં સ્થળ રોકી ધૂણી ધિકાવી આસન જમાવી દીધું. મનુષ્યોના અવર જવરનો સમય સાધી તાલ તંબુરો લેઈ કિર્તનનો આલાપ કરવા લાગ્યો. બસ પત્યું ! ત્યાં કાંઈ વધારાની જરૂર નહોતી,

'**મણિધરને મોરલીજ બસ છે.**' એક આવ્યો, બીજો આવ્યો, જય સિતારામ ! નમો નારાયણનો ઉચ્ચાર ધ્વની પ્રસરી રહ્યો, ઠઠ્ઠ જામી, નવિન આવનાર ભક્તનો સ્વર મીઠો અને કંઠ તીણો હોવાથી તો અજ્ઞાનરૂપી વિષથી ભરેલા મણિધરો ડોલવા મંડી પડ્યા. અરે ! એક બે ને ત્રણ દિવસમાં ગાડરિયો પ્રવાહ વળ્યો, ને એક બીજાને તાણી ખેંચી ભેગા થવા લાગ્યા. પહેલે દિવસે પચીસ તો બીજે દિવસે પચાસ, એમ સો, બસો, માણુસોનો મંડળમાં દિન પ્રતિદિન વધારો થતો ગયો, તેથી મહાત્માનો તડાકો વધ્યો, બાજી ઠીક જામી. જ્ઞાનમાં (ઢોંગીના પ્રપંચમાં) એવા તો ફસાવા માંડયા કે શિષ્ય થવા લાગ્યા. કંઠીયો બંધાવી, પ્રવાહ જેમનો તેમનો સામટો વળ્યો. એકને દેખી બીજો, તો ત્રીજાને જોરાવરીથી, તો કોઈને ફોસલાવી શિષ્યો લાવી લાવી ઓલ્યાના આગળ હોમવા લાગ્યા ને પોતાનો પક્ષ વધારી દીધો. ઢોંગ ને પ્રપંચની મહત્તા જગજાહેર છે, ને દેખાદેખીનોજ સમય હોવાથી ઘણા જનો સ્ત્રી, પુત્ર પુત્રાદિકસહ શિષ્ય મંડળમાં જોડાઈ ગયા. ( જાળમાં સપડાઈ ગયા ). આવેલા મહાત્મા મફતના મસાલા ખાઈ હૃષ્ટ પુષ્ટ અને ચાળા ચેષ્ટાઓમાં પ્રવિણ હોવાથી સ્ત્રી મંડળ તો ભક્તને ઘડીવાર સુનું મૂકતુંજ નહિ, પોતપોતાનો લાગજ સૌ સાધ્યા કરતું. ( સુજ્ઞ વાંચકજ વિચાર કરી લેશે, જેથી ખુલ્લા લેખની આવશ્યકતા રહેતી નથી. જે નર કપટ ને ઢોંગે કરી સ્વાર્થ ઇચ્છે ! તે શું કરવા અચકાતો હશે ! એટલુંજ બસ છે. ) અહીં

શિષ્યો ગુરુના પ્રેમમાં લિન બની રહી પોતાને ત્યાં ઘર, રસોડુ, પાણીયારૂ, સ્ત્રી, બાળબચ્ચાં આદિને પવિત્ર કરાવવા ગુરુની પધરામણિ કરાવવા માંડી. કોણ રોકે ? કોઈ કહે તો વ્હેર બંધાય. કહ્યું છે કે '**ज्याशा नबळा लोकथी, कदी ना करीए व्हेर.**' એથી બીચે. ભક્તજી તો ચેલાના ઘરોમાં ફરીને ઘર, રસોડું, વગેરે પાવન કરે છે. શિષ્યોને શિષ્યાઓ ગુરુની પ્રસાદી પ્રેમે પ્રેમે, ને હોંશે હોંશે જમે છે. એવી રીતે એક પછી એક, એમ ઘણા ઘરોને પવિત્ર કરી ચૂકયો. ગામમાં ભક્ત, ભક્ત થવા લાગ્યા. વાટે, હાટે, ઘાટે, પનઘટે, સીમ સેડે, ભક્તનુંજ નામ ગવાઈ રહ્યું. ઘણું કરીને મહિલાઓ ગુરૂજીને કૃષ્ણસમ રસરેલ કરાવવા ઉન્મત્ત થઈ રહેલીઓને મોઢેથી તો નામ જરાએ વિસરતું નહિ.

કહેવત છે કે "**भक्तना वेरी भवैया.**" એ કેહવત સાચી હો કે ખોટી હો, તેની સાથે આપણને કાંઈ લેવાદેવા નથી. પ્રસંગે વચમાં આવી છે, ને બન્યું પણ એમજ. ટપાણ તરફના ભવૈયા માંહેલો કોઈ પુરૂષ અચાનક એ ગામમાં આવી ચઢયો. એ ગામમાં પણ ભવૈયાંઓના ચેલા રહે છે. તેમ અન્ય નવા પણ થતા તેમ મુકરી પણ જાય છે. તે કારણવસાત ઘણાખરા ભવૈયાઓ ત્યાં આવજાવ કરે છે, ને ઘણોક વખત તેજ ગામ કે આજુબાજુના ગામડાઓમાં ગાળે છે.

ભવૈયા મહારાજને આવેલા જાણી તેના ચેલાએ ઉમંગમાં ભવૈયાને નોતરૂ આપ્યું ને એક નોતરૂ ઓલ્યા ભક્તરાજ

ભક્તના શિષ્યમંડળને પણ તેડયું હતું. ઘણાજ પ્રેમથી બિચારાએ રસોઈ કરી, ભવૈયો તો પોતાને હાથે રસોઈ કરી જમનાર હોવાથી, તેમ જમવાના સમય પેહેલાં સીધુ લેવા આવી ન શકવાથી ઘરધણીએ ભવૈયાની શોધ કરી પણ પત્તો લાગ્યો નહિ, જેથી મંડળ સાથે ભક્તને બોલાવી જમવા બેસાડી દીધા. પંગતમાં આજુબાજુ બન્ને શિષ્યમંડળો બેઠા છે, વચમાં ભક્તરાજે આસન વાળ્યું છે, ગ્રાસ ઉપર ગ્રાસ તડકડાવી રહ્યા છે, પ્રસાદીના ગ્રાસો આખા મંડળમાં છૂટથી વહેંચાય છે, એવામાં ભવૈયા મહારાજ આવ્યા. શિષ્ય તો સર્વની સારવાર, આગતા–સ્વાગતામાં રોકાયલો હતો તેથી જમવા બેઠેલો નહોતો. જેવા તેના ગુરુ ભવૈયાદેવ આવ્યા તેવોજ શિષ્ય બહાર પોતાના ગુરુ આગળ સર્વ વિગત નિવેદન કરી ને ભવૈયા મહારાજને કેહેવા લાગ્યો કે આપ નહોતા તેથી જરા પણ મને ગમતું નહોતું, બહુજ સારૂં થયું કે આપ આવી પહોંચ્યા. ચાલો....ચાલો! ભક્તરાજનાં દર્શન કરો, બહુજ ભલા માણસ છે, ઘણુંખરૂં ગામ તો એમનું શિષ્ય થઈ ચુક્યું છે, અને આપના શિષ્યો પણ કેટલાક તેના શિષ્ય થયા છે. એમ વિનવી ભવૈયા ગુરુને તેનો ચેલો જ્યાં સર્વ જમતા હતા ત્યાં લઈ ગયો. ભક્તરાજને જોતાંજ ભવૈયો જડવત્ બની ગયો. ને ભવૈયાને જોતાંજ ભક્તરાજ કાષ્ટપુતલી સમ શોભવા લાગ્યા, હાથનો કોળીયો હાથમાંજ રહી ગયો, મુખમાં મૂકવાની પણ ગતી રહી નહિ. આ પ્રકાર જોઈ, બન્ને પાર્ટીવાળા

સર્વ માણુસો દિગ્મૂઢ જેવા બની જઈ વિચારવા લાગ્યા કે પ્રભુ આ કેવો બનાવ બન્યો છે આમ બન્ને મહારાજો કેમ આભા બની ગયા છે? ભક્તરાજ નાશવાનું દ્વાર ખોળવા લાગ્યા, પણ દ્વારજ એકજ હતું તેથી જવું કયાં? હવે જ્યારે ભવૈયાને કાંઈ ભાન આવ્યું, ત્યારે ઓલ્યા ભકતને સંબોધી બોલ્યો—એ નરપિશાચ! એ ચંડાળ! એ મેઘવાળ ગરોડા! (આ ઠેકાણે ઓલ્યા ભવૈયા ભક્તનું મુળ નામ લીધું હતું પણ મને હાલ યાદ નથી) ઉત્તમ વર્ણના મનુષ્યોના ઘરમાં તેમનેજ રસોડે, તેમનીજ પંગતમાં તું શું કરી રહ્યો છે? અલ્યા તારૂ એઠું તું શું અમને ખવરાવે છે? રાંડના સર્વને વટલાવી માર્યા. એમ કહી ભવૈયો ઘરમાં ગયો ને તુર્તજ ભક્તરાજ પડખે થઈ પલાયન કરી ગયા, ગયા તે ગયા, આજ સુધી તેમનો પત્તો પણ નથી.

બન્ને શિષ્યમંડળીના માણુસો વીચારમાં પડી ગયા હતા, ને જમતા જમતા અચકી ગયા હતા, તેઓની રસોઈ ભાણામાં પડતી મૂકી ઉભા થઈ ગયા, ને ભવૈયાને બનેલા બનાવની વિગત પૂછવા લાગ્યા. મહારાજ! કહો તો ખરા કે આપને જોઈ ભક્તરાજ કેમ પલાયન કરી ગયા? તે ભવૈયો તેમનાથી છેટે ઉભો રહી આમ પુછવા લાગ્યો. અલ્યા મૂર્ખાઓ તમોને જરા પણ શુદ્ધ શાન છે કે નથી? જેને તેને ભેળી દો છો! ધ્યાનત છે તમારા ડહાપણને! બળી

તમારી ભક્તિને બળ્યો તમારો ધર્મ ! આતો હમારા ગામના ચામડિયાનો ગુરુ છે. તેને તમોએ ભેળો બેસાડયો ને તેનું એઠું ખાધું. જેથી ભવૈયાની વાણી સર્વ સાંભળી રહ્યા પછી પસ્તાયા. પ્રાયશ્ચિત્ત તો કરતાં કરાવતાં આવડે નહિ, અને વાતને સંતાડવાનો પ્રતિબંધ કર્યો, પણ 'वात तो वायरे जाय' 'तेम श्येतान छापरे चडी ढोंडी वगाडे' તે ન્યાયે વાત પ્રસિદ્ધ થઇ. ભવૈયાનું મન મનાવી સમજાવી કાંઈ લાલચ આપી બહાર વાત ન કરતો એવું કહી કાઢી મુકયો, પણ ગામમાં જગ જાહેર વાત કાંઈ છાની રહી નહિ, ને સમગ્ર નાતમાં વાત ચગડોળે ચડી તેથી નાતના વૃદ્ધ માણસો તેઓની તપાસ કરવા આવ્યા, પણ તેમને જેમ તેમ સમજાવી રવાના કરી દીધા.

સજ્જનો ! આવી રીતે ગમે તેવી વર્ણનો ભકત બની, હળીમળી છૂટથી વર્તે અને કુલ્ટાઓ તેના ફંદામાં ફસાય તેથી જે પ્રજા ઉત્પન્ન થાય તે કેવી નીકળે ? એ વર્ણસંકર પ્રજા ધર્મ ઉપર હુમલા કરે, નિન્દા કરે તેમાં શું નવાઈ છે ! 'तुख्म-मनी तासीर' કયાં જાય. ઈતી શ્રી.

## ભકતની ભેટ, સંગ ચોથો.

ભુંગળિયામાં માથુ ભરાણું, ભકતાઈ લાગે ભારે;
ચોરી કરતાં મંદિરમાં, બાવો ધોકે મારે.

સૌરાષ્ટ્ર પ્રદેશના કટીર ગામના મંદિરમાં એક સાધુ મહાત્મા રહેતા હતા. તે મંદિરનો વહિવટ ને દેવસેવા પણ કરતા હતા. મંદિરની આસપાસ પડતર જમીન હતી, તેમાં મહારાજે શાક, પાન, ફુલ વગેરે વવરાવી આનંદ કરતા હતા. એક સમયે ચોમાસાની રૂતુમાં મહારાજે આરિયાં, તુરિયાં, ભીંડા વગેરે વવરાવી મંદિરની ચારે બાજુ એક વાટિકાસમ બનાવી દીધું હતું. ફળ ફુલની મોસમ આવેલી હોવાથી વેલાઓમાં ને ઝાડોમાં ફળ આવવા મંડયાં. હમેશના નિયમાનુસાર મહારાજ કોઇને પણ રોકતા નહિ. નિયમાનુસાર લોક દર્શને આવે તેઓ વાટિકામાં ફરે. એક દિવસ મહારાજ પોતાની પ્રેમવાટિકામાં ફરવા ગયા તો મોટાં ફળો નહોતાં, પણ નાનાં ફળ હતાં. બીજે દિવસે મહારાજે આગલા દિવસનાં જોએલાં ફળ જોયાં નહિ, પણ તાજાં ઝીણાં ફળ જોયાં. આવનાર મનુષ્યો ઉપર વહેમ જવાથી તેઓ દર્શનાર્થે પણ અંદર પેશી શકે નહિ તેવો કબજો કરી દઈ પોતે રખવાળું કરવા લાગ્યા. તોપણ લુચ્ચા જનો મહારાજને ભોળવી કાંઈ કાંઈ બહાનું કાઢી અંદર પેશી જઈ હેરાન કરતા. છેવટે મહારાજને કંટાળી એવા નર મૂઢોની સખ્ત

બંધી કરી અટકાવી દીધા. જ્યારે ચોરી બંધ થઈ ત્યારે ફળની વૃદ્ધિ થવા લાગી, મહારાજ આનંદી બની તે પાકાં ફળો ઉતારી પ્રસાદ કરી વહેંચવા લાગ્યા. અહીં કોહોળાના વેલા હોવાથી તેને ફળ જામી એક એક કોહાળું મણ મણ ને દોઢ દોઢ મણનું થવા લાગ્યું. એક દિવસ ઓલ્યા લુચ્ચા મંડળીના માણસ લાગ જોઈ વાટિકાની સર્વ ખબર જોઈ ગયો, ને પોતાના સાથીઓને ચેતવણી આપી. એકએક વિચારે વળગ્યા કે હવે એ ફળો કેમ લેવાય ? તેમા એક ઠગના સરદાર પ્રવીણ હતો તેણે યુક્તિ ખોળી કાઢી કે, મહારાજને ભજન કિર્તનનો ભાવ ઘણો છે. ને આવતી કાલે આઠમના ઓચ્છવનો દિવસ છે. આપણે તાલ પખાજ લેઇ કિર્તન ગાતા મંદિરમા જઈશું. એક બે માણસને બહાર ઉભા રાખી મંદિરમા મંડળી જમાવી મહારાજને ભેગા મેળવી લઈશું. તે લાગ નાખી બે જણ વાટિકામા પેશી જજો ને બધો માલ તોડી બહાર ઉભેલાને આપી દેજો એટલે મહારાજ આંખો ચોળતા રહેશે એમ યોજના ઘડી સર્વ કામે વળગ્યા. બીજે દિવસ આઠમ હોવાથી મહારાજ તો મંદિર ધોળાવવું, દિવાબત્તી, શણગાર વગેરેની ગડબડમાંથી પરવારી હાથમા માળા લેઇ સ્મરણ કરી રહ્યા છે, અનેક જનો દર્શન કરવા આવે જાય છે. એવામાં દ્વારના ચોક આગળ ઢોલકી વગાડતી ને કિર્તનના રાગ સાથે નાચ કરતી મંડળી આવી. મહારાજ પણ તે જોવા બહાર આવ્યા. મંડળીવાળાઓએ મહારાજનો સત્કાર કરી ઢોલકી

મહારાજને ગળે ઘાલી. મહારાજ પણ એ વાતના શોખીન હોવાથી આનંદ પામતા વગર આનાકાનીએ તેમાં જોડાયા. બાજતી, નાચતી મંડળી મંદિરમાં પ્રવેશ કરવા લાગી. મહારાજ પ્રથમ મંદિરમાં ગયા, તેમ અન્ય સાથી પણ મંદિરમાં પેઠા, તેમાંથી બે ત્રણ માણસો વાટિકામાં જતા રહ્યા. મહારાજ તો કિર્તન ગાવાની ધૂનમાં લીન હોવાથી શું થાય છે તેનું પણ ભાન રાખી શકતા નહોતા. મહારાજ ઢોલકી વગાડવામાં પ્રવિણ હોવાથી ધીમી ધીમી તાલબંધ ઢોલકી એવી વાગતી કે કિર્તનમાં વિશેષ રસ જામતો. ચોરો પોતાના કામમાં ગુંથાયા, મોટાં મોટાં કહોળાં તોડી વંડાની બહાર નાંખવા મંડયા. વંડો કુદાવી કહોળાં ફેંકવાં પડતાં તેથી ધબકારો થતો, તે અવાજ મહારાજને કાને આવતાં વેહમ આવવાથી જોવાનું કરતા, પણ મંડળીવાળા તેમને છુટા પડવા દેતા નહિ. જ્યારે ધબકારા વિશેષ થયા ત્યારે તો મહારાજ ધીરજ રાખી શકયા નહિ અને હૈયું હાથ ન રહેવાથી ઢોલકી પછાડી કિર્તન ગાવાનાં પડતા મૂકી વાટિકા ભણી દોડયા. મંડળીવાળાઓએ જાણ્યું કે ભુંડું થયું, મહારાજ બળવાન છે ને વખતે ત્યાં જઇ પહોંચશે ને કોઈ હાથમાં આવશે તેના બારજ વાગી જશે. માટે લાવ ચેતાવિયે! કદાચ આપણે નાશી જઇશું તો આપણા સાથીના બાર વાગી જશે, તેથી કાંઈ શમસ્યા કરો કે તેઓ ચેતી જતા રહે. એમ કહી સાખીયો ભજન સમાપ્તિની મોટા સાદે ગાવા માંડી, 'સાખી' " ઢોલકી વાગે ધીમી

ધીમી, થાયે ધબાકા ભારે; નાસવું હોય તો નાશી જજો, ખાવો ચડયો છે ફાળે. ચે....તા....રા....મ. " "ભયવાડામાં કેમ રહ્યા છો, આવે કોઈનું ભૂંડું; ધોકો લેઈને ધાયો બાવો, ફોડશે તમારૂં કૂંડું. ના....શ....રા....મ. " " ભીંતો કુદી નાશી જાજો, કોળા નાવે વારે; હાથ લાગ્યા જો બાવાને, તો નિશ્ચે ધોકે મારે. ભા....ગ....ભા....ગ્યા....રા....મ. રામ, રામ, રામ. એમ કહેતાની સાથે ચોર ભક્તની મંડળી ઢોલકું લેઈ નાશી ગઈ. ચોર અને ઢોંગી જનો જગતને ઠગવાનો વેશ કરી પોતાની ધારણા પાર પાડવા પોતાનું મિશન એ રીતે અજમાવવા પ્રયત્ન કર્યા કરે છે ઈતી શ્રી.

---

## , ભક્તની ભેટ–સંગ માંચશે.

---

માથે પહેરો ટોપી, ને ખભે નાખો ખેશ;
ખાવા ખુટે ઘરમાં, કરો ભક્તનો વેશ.

આંધળા, લૂલા, લંગડા, કાણા, બાડા, ઠુંઠા, ખોડીલા, તેમ કેટલાક તદ્દન સાજા પણ આળસુ ભામટા નરાપશાચો માનમરતબો મેળવવાની લાલસામાં ભક્તના વેશમાં ઝટ સજ્જ થઈ જાય છે; અને ધર્મને નામે પોતાની પુજા કરાવે છે. પોતે ગુરુ બની શિષ્યો કને સેવા કરાવે છે, ચરણ ચંપાવે છે. સ્વાર્થ સાધવા પવિત્ર ધર્મથી લોકોને

અજાણુ રાખવા ગપગોળા ગબડાવે છે. પોતાની ધારણા પાર પાડવા પોતાના જેવા ચાર પાંચ મેળવી ભક્તમંડળ ( શ્યેતાન ટુકડી ) કહેવરાવે છે. કોઈને બાધા આપે છે. કોઈની બાધા ઉતારવાને બહાને માલ મલિદા ઉડાવવા દોડાદોડી કરી મૂકે છે. કોઈ ખરી વસ્તુની ખોળ કરનાર પ્રશ્ન કરે છે, તો તેને કહે છે કે, આવી વાતોમાં તમારે આગળ વધવું નહિ ! એ તો અગ્નીરૂપ છે. એથી છેટા સારા. ‘ ભક્ત આધિન ભગવાન ’ બસ તમો તો હમારી સેવા કરશો તો ભગવાનની સેવા કર્યા બરાબર છે. એથી કોઇ આગળ પડી પૂછે કે મહારાજ ! શાસ્ત્રમાં આમ લખ્યું છે, ને તેઓ અહીં આવે છે તો કેટલાક તેઓનાં વચન માને છે. તેમ શાસ્ત્રો પણ એજ બતાવે છે, ને આપ અમોને ના કહો છો ને છેટા રાખો છો તેનું કારણ શું ? ત્યારે નરપિશાચો, પોતાનો માન–મોભો જાળવવા કહે છે કે, જુઓ ભાઇઓ ! તમોને શાસ્ત્ર સમજવાની બુદ્ધિ નથી, ને અમથા શેના શાસ્ત્ર શાસ્ત્ર કહી કુટી મારો છો. જૂઓ ! એમની સેવા કરવી, જમણુ સારા કરવા, દક્ષણામાં રૂપામોહોર આપવી, પગે લાગવું પણ તેમને અડવું નહિં; પરંતુ તમો પ્રથમ હમારા શિષ્ય થાઓ, ને જ્ઞાનના અર્થ શિખો, જ્યારે શિખશો તોજ હમારા કથનો તમોને સમજાશે, એમ કહી સત્ય માર્ગથી ભોળવી વિવેકશુન્ય જનોને ધર્મથી ખસેડી અવળે માર્ગે ચડાવી દે છે. જગતની ને ધર્મની પાયમાલી કરનાર એજ

નરપિશાચો છે. જેથી આજ નાતેનાતમાં ને જાતેજાતમાં ઘણા ખરા એવા ઢોંગીઓના ફંદામાં પડી સડી રહ્યા છે. પોતે અને પોતાના કુટુંબનું નિકન્દન કરવા ધારી રહ્યા છે. વળી કદી કોઈ વિશેષ જાણુવાવાળો, એ નરપિશાચોને પૂછ્યું કે, બે, ચાર, દશ, વિસ માણસોના નામ આપીને કે, આ લોકો આમ કેમ કરે છે ? એ તો જ્ઞાનશાસ્ત્રમાં બહુ પ્રવીણ છે, શું એ અવળું કરતા હશે ? હમો તેમને તમારા સમજાવ્યાથી રોકવા જઈએ છીએ તો ઉલટા પ્રશ્નો એવા પૂછે છે કે તેનો જવાબ પણ હમોને આવડતા નથી. તમામ શાસ્ત્રના પ્રમાણો સહીત વાત કરી તેના પુરાવામાં એ લોકો શ્લોકો પણ સંભળાવે છે તેનું કેમ હશે ? ત્યારે એ સ્યતાનરૂપ ભકતો કહે છે કે, ભાઈ ! શાસ્ત્ર એક સમુદ્રરૂપ છે. કોઈ કાંઈ અર્થ કરે છે, ને કોઈ કાંઈ અર્થ કરે છે. પોતપોતાના ફાવતા અર્થ મેળવવા સર્વ મથે. ભાઈ ! ખરા અર્થ તો ભકતોજ જાણે. એ મનુષ્યે ફરી પ્રશ્ન કર્યો કે, મહારાજ ! તમોજ ફાવતા અર્થ કરતા હો ને અન્યને જૂઠા કહેતા હો તો કોણ જાણે ? અને તેની શું ખાત્રી છે કે, તમોજ સાચું કહો છો ને બીજા જૂઠું કહે છે ? ત્યારે નરપિશાચ ભકત નામ બદનામ કરનાર કાળું મોઢું લેઈ ચાલ્યા જાય છે. અને પોતાના મળતિયામાં પોતાનું મિશન જમાવવા મથ્યા કરે છે. ત્યાં ફાવે છે ત્યારેજ સત્યમાર્ગના ઉપર ધાડ લાવનારા જનો પેદા કરી દે છે. તેમ સ્ત્રી મંડળમાં

તેમની સ્ત્રીઓ એ ચેપ ફેલાવે છે તેમ વર્ણસંકર પ્રજા પણ એવાજ ભક્તો ઉત્પન્ન કરી દેનાર છે. એજ સત્યના ખરા શત્રુ જાણો. તેનો સંગ તજો. ઈતીશ્રી.

## સંગ છંદ.

કુળવાળા કકળાવી મારે, અરથ વિનાના આડા,
કાન ફુંકીને કંઠી બાંધે, ભરવા માંડે વાડા.

કેટલાક ઉત્તમ કુળમાં અવતરવાનો ફાંકો કરનાર વિદ્યાવાનને ઉપદેશકોનો ડોળ ઘાલનાર એવા નરો છે કે, ઉપરથી સ્વાર્થ ખાતર શિષ્યવર્ગને અવળચવળ સમજાવી ખરા સત્ય માર્ગથી ભુલ ખવરાવી અન્ય રસ્તે દોરવા પ્રયત્ન કરે છે. પોતેજ પવિત્ર માર્ગના અજાણ હોવાથી અનાસ્થાવાન હોય છે, તે અન્યને કેવી રીતે આસ્થા ઉપજાવી શાન્ત કરી શકનાર હતા ? એ પ્રશ્ન સત્ય હોવાથી દરેક સુજ્ઞ પુરૂષોએ ધ્યાનમાં રાખી તેનો ખુલાસો સત્વર શાન્તી રાખી પવિત્રતાથી કરવાનો છે. ઉછાંછળાપણે વર્તવાથી પગ ટુટશે. એવા ઉપદેશકોનો ઢોંગ પારખી લેઈ કપટી લાગતાને નવગજનો નમસ્કાર કરી અળગા થઈ જવું. એવાઓના ઉપરના આડંબર ઉપર લોભાઈને જો તેથી બંધાયા કે, તેમાં કાંઈ પ્રેમ લાગ્યો કે મૂવા સમજવા.

## સંગ સાતમો.

શિખ વિનાનું સૂઝે નહિ, ને બોલે મનનું ભાવ્યું;
ગામમાં પેશે ગાજતાં, જાણે રણશીંગડું વાગ્યું.

ભુખે મરતા, દુઃખથી કંટાળી રઝળતા ને દાસ પદ્ધિ લેવા ભેગા થએલા કેટલાક એવા હોય છે કે, તેઓ કાળા અક્ષરને કુટી મારે તેવા હોય, તેઓ વિવેક કે વૈરાગ કોને કહે છે તે પણ જાણતા નહિ હોય ને ઘુમંડ આચાર્યપણાનો, સાધુપણાનો, કે સંત, દાસ વગેરેનો ધરે. શાસ્ત્રજ્ઞાનની સમજણ સ્વપ્ને પણ ન હોય, આસ્થા અનાસ્થા કેવી તેનું ભાન ન હોય, ક્રિયા આચારથી કંટાળો હોય, ધર્મના નિયમોનું ભાન ન હોય, પુજનાદિક વિધીઓથી ગભરાતા હોય, પુજાના સ્થાનનું ને મહાત્મ્યની દરકાર પણ કરતા ન હોય, શિષ્ય વર્ગમાં પ્રચારાર્થે ફરે પણ જ્ઞાન શાસ્ત્ર અને સત્સંગની ગંધ પણ ન આવતી હોય, ધર્મ વ્યવહારમાં કેમ ગોટાળો થયો છે તેનું જ્ઞાન પણ ન ધરાવતા હોય, તેને કેમ ઉકેલવો તેની સુજ કે શાન પણ ન આવડતી હોય, ફક્ત સમુહને રાજી રાખવા હાંથી હાં મેળવતાં આવડતી હોય તેવા નરો પણ જગતને ચોખ્ખા બોજારૂપ છે, તેથી સત્વર તેનો પણ સુધારો કરવો જોઈએ.

# જગત કર્મ.

આપણા દરેક વાડા વાડા (પંથા પંથ) ના ઉપદેશકો, સાધુઓ કે ભકતોને અવશ્ય સારી રીતે સુધારવા પ્રયત્ન કરવો, અને તેમાં જેટલા સુધારાની કશોટીએ ચડી શકે તેટલાને જ રાખી અન્યને કે જેઓ ભારરૂપ રહી ધર્મની ને જગત લાભની પાયમાલી કરી રહ્યા છે તેઓને સત્વર પાણીચું આપી પધરાવી દેવા. જો એવા (નર મૂઢો) ધર્મદ્વારમાં રેહશે તો તેઓ અનેક જાતનાં વિઘ્નો ઉપજાવશે. પોતે અજ્ઞાની હોવાથી સત્ય કાર્યમાં આચાર, વિચાર અને સત્ય ઉપદેશ આપવામાં બ્હીશે. તેઓ અન્યનો આશરો લેઈ સંતાઇ રહી ધર્મમાં ગોટાળો વાળશે. જેથી તેનો ચેપ અન્ય ધર્મિને લાગવાથી તેઓ પણ તેવું શિખશે. જેથી સત્ય સંતાવા માંડશે. તેઓ જ્ઞાન રહીત હોવાથી અનાસ્થાવાન હોય છે, તેથી અન્યને પણ અન્ય ધર્મે વળગાડવાના પ્રયત્નો કરે છે, જેઓનો મુખ્ય ધર્મ ધર્મસેવા છે, તેને બદલે જ્ઞાન રહીત હોવાથી નાસ્તિક બની રહે છે. હાલમાં એવા પ્રચારો ઘણા નજરે પડે છે. ધર્મિઓની મુખ્ય ફરજ એ છે કે પોતાના કાર્યવાહકો કે લાગતા વળગતાઓને દ્રઢ બનાવી સુધારવા પ્રયત્ન કરે.

# એક સૂચના.

ઘણા ઉપદેશકો, આગેવાનો, ભકતો, કાર્યવાહકો, ને દાસોની અજ્ઞાનતાને લીધે પવિત્ર ધર્મમાં ઘણોજ ઉથલ પાથલ થઈ ગયો છે; લહિયા ઉપર નજર ના રાખવાથી શાસ્ત્રો નો જેવો અર્થ છે તે પણ વિદ્યા વિના બહાર આવી શકતો નથી. એક બગાડથી બીજો બગાડ પેસે છે. એ સર્વને અટકાવવાનો પ્રથમ ઉપાય એ છે કે જ્ઞાની બનો, ક્રિયાચાર પાળવા હિમ્મત ધરો, થતી ભુલો તજી દો, અન્યને સત્ય માર્ગે દોરો, લોકની મિથ્યા લાજ તજી દો ને તે ધર્મ કાયમાં ન આણો. પુજાનો વ્યવહાર સ્થળ, દિશા, ધાતુનો ઘોટાળો તજી સશાસ્ત્ર રાખો. અભ્યાગતો ને ઉપદેશકોના સત્કાર કરો. સુસ્નેહ ને સંપ રાખો, ક્ષમાને ચૂકો નહિ, તોજ કલ્યાણ પામશો. નહિ તો આવા ઉપર બતાવી ગએલા ઢોંગી નરોની સેવા કે હેત કાંઈ કામ આવનાર નથી; ઉલ્ટા તમોને અધોગતિયે નાખી તમારૂં નિકન્દન કરી નાંખશે, તથી માહરા વિરા ! સત્વર ચેતો. ભક્તને સાધુનીશોધ કરી તેઓને જ્ઞાની બનાઓ.

વર્ણસંકરતાએ ભુખે મરતા, રઝળતા, દુઃખમાં સબડતા. આધાર વિનાના જનો કાંઈ ઉપાય ન હોવાથી આજ જગતમાં સાધુ, ભકત, દાસોનો વેષ ધારણ કરી જગતને બોજારૂપ થઈ પડયા છે. એવા જનોથી કદી પણ ઉત્તમ કામ જગત કલ્યાણ થવાના નથી, જે કરશે તે તેઓની બુદ્ધિ પ્રમાણે જગ્ત

નુજ બીજ શેખ્યાના જ કાર્ય કરશે. કુળવાન વગર વિદ્યા, વિવેક, વૈરાગ રહી શકતા નથી, તો ફોગટ એવાઓની ઓથે જઈ જન્મ વ્યર્થ કરવા જેવું ન કરો.

---

## ચરિત્રનું કારણ.

આ ચિત્ર મારી અલ્પ બુદ્ધિએ દોર્યું છે, તેમાં એકે વાત પણ કપોલ કલ્પિત જેવી નથી, તેમ કોઈની નિંદા કરવા કે, વેહુર વાળવા, કે દાવ લેવાને ઇરાદે લીધી નથી. જગતમાં હાની થવાનું મુળ કારણ ખોળી પ્રસિદ્ધ કરવાજ પ્રયાસ કર્યો છે. સજ્જન પુરૂષો સમજી હજુએ કાંઈ કરી શકે તેવી દશામાં હોવાથી ચેતાવવાની જરૂર ધારી આ લેખ ચેતવણીરૂપ દોરી ઢોંગિયોના ઢોંગનો ભેદ ઉઘાડયો છે. તેમ ધર્મ વિમુખ થનારાઓ કેવી પંક્તિએથી ઉત્પન્ન થએલા છે, તે દેખાડવાનો પ્રયત્ન કર્યો છે. જેથી જનસમુહ એવાઓથી અથડામણમાં ઉતરતા બચે, કેમકે **'जेवां झाड तेवां फल,' 'बड तेवा टेटा, ने बाप तेवा बेटा'** થવાના છેજ. કોયલાને (અંગારાને) સો વાર સાબુએ ધોવાથી ઉજળા થવાના નથી, તે જેવી મિથ્યા માથાકુટ છે; તેવી એવાઓ સાથે વાદ વિવાદ કરવો એ પણ માથાકુટ જાણવી, તે સમજાવી દેવાનું આ લેખનો આશય છે.

લી૦ શુભેચ્છક

**ખાકી.**

## પ્રભાત ૧.

ચિત્ત નહિ જેનું હરિ ચરણે, તે જનનિયે સિદ જાયો રે;
મૂરખ મનમાં માતો ફરે છે, મમ સમ નહિ કોઈ ડાહ્યો રે. (ટેક)
ભવ ભટકણ શિર ભાર ખણીને, નુગરે જગ જોયું રે;
શુદ્ધ વિના સુખ ક્યાંથીરે પામે, નામ વિના નભ તોડયુંરે. ચિત્ત. ૧
નર દેહ તે તું સિદ્દને આવ્યો, ખર વાનર ક્યાં થોડું રે;
શ્વાન સમો શું સેજે ફરે છે, નુગરા નામ તેં બોળ્યુંરે. ચિત્ત. ૨
પ્રેત સમો સંસારમાં ડોલે, ભુત થઈ ભવ ભમતોરે;
જ્ઞાન ગુરુ વિણ ક્યાંથીરે મળશે, અભાગિયા અંધ ઉંધોરે. ચિત્ત. ૩
કાંતો તુને જન્નિયે જાયો, બીજ બીજાનું લીધુંરે;
નફ્ટ હરામી જોને વિચારી, કારજ તેં કેવું કીધુંરે. ચિત્ત. ૪
શ્વાન સમી વાણી છે તારી, વ્યાળ સમી વિષ વેલીરે;
કહે ખાકી તું જોને આ જુગમાં, કોણ થાશે તુજ બેલીરે. ચિત્ત. ૫

## પ્રભાત ૨.

માનવ મનમાં મોટમ માને, વાત ખરી નહિ ખોટીરે;
જો સુર્તા સત્સંગમાં વળગી, પામશે પદ્રિ મોટીરે. (ટેક.)
સંત સમાગમ જે નર કરશે, ચરણે ચિત્ત ગુરુ લાવીરે;
ફેરો સફળ છે જુગમાં તેનો, વેદવાણી છે એવીરે, માનવ. ૧
અણસમજુ નર મૂઢ જગતમાં, બોલે જેમ તેમ ફાવીરે;
હું જાણું મારો બાપજ જાણે, એ બુદ્ધ હમકુળ આવીરે. મા

હમ સરીખો કો નહિ જુગમાં, કુળ હમારૂં મોટું રે;
આદિ અનાદિ હમે ઘણા ડાહ્યા, હમે દરિયા જગ લોટું રે. માનવ. ૩
એવા જન નરમૂઢ મતીને, હેત હરિશું નાં હોયેરે;
સંત સમાગમ ખારોરે લાગે, નાટક ચેટક જોએરે. માનવ. ૪
એવા શાણા છે ઘણા જુગમાં, સનાવ્યા તે ના માનેરે;
નર ન કલંક પધાર્યા જુગમાં, તોએ ખાકી એ ના જાણેરે. માનવ. ૫

---

## પ્રભાત ૩.

મન મોકળથી માનવ ભુલ્યો, ડુલ્યો દુઃખને દરિયેરે;
નરહર નકલંક આપ પધાર્યા, વિમુખ થઈ તે શું કરિયેરે. (ટેક)
શબ્દ હરિના મન નવ રાચ્યા, ગુણ ગુરુના નવ જાણ્યારે;
સંત જનોના શબ્દ ના માન્યા, તિલક લાંબા તાણ્યારે. મન. ૧
એ જન જુગમાં આપ મુરાદી, હઠિયા હઠ્ઠ નવ છોડેરે;
કોક શિખામણ દે કદિ તેને, તો માન તેનું મુઢ મોડેરે. મન. ૨
નફફટ નિર્લજ ઘણેરૂં બેહેકે, નિંદાએ જઈ વળગેરે;
જન પોતા સમ ભેળા કરીને, મરક મરક મળક રે. મન. ૩
જો કરે સંગ સતગુરુ કેરુ, અજ્ઞાન અંધ્રાનું જાયેરે;
પૂરવ પુનઃ નહિ તે પુરા, એવું મન ક્યાંથી થાયે રે. મન. ૪
જો જુગમાં તું ખાકી વિચારી, આપણું આપ તપાસી રે;
વેણુ આ તારાં સુધાસમ પ્યારાં, મૂઢને થાશે ફાંસી રે. મન. ૫

---

## પ્રભાત ૪.

કાણી કમાણીના જે જન્ જુગમાં, નુગરા માથું ફોડે રે;
અંધ થઇને વેળુને વળગ્યા, લેઈ પાણો શિર તોડે રે. (ટેક)
અવસર અમુલો મનખા દેહી, ફરી ફરી ક્યાંથી મળશે રે;
માન મુરાતબમાં શું મોહ્યા, તેથી ચોરાસીના ટળશે રે કા.–૧
જોજે અનાડી જુગત વિચારી, રાવણ કેવો ભારી રે;
લો લુસામાં રામ ગમાયા, ગયો મનખો તે હારી રે. કા.–૨
ગુરુ વિના ગતી કોને મળી છે, જો જરા અંતર ખોલી રે;
હરણાકંસ મહા હતભાગી, માર્યો નૃસિંહે તોળી રે. કા.–૩
અહંકારીની છે ગતી એવી, પેઠી પોતાની ખોળી રે;
દુર્યોધન તે દુમતી એવો, માર્યો શ્રી બુદ્ધે રોળી રે. કા.–૪
માટે કહું છું તુજને જનવા, છે નકલંકની વારી રે;
ગુરુ કરીને મારગ ગોતો, ખાકી કહે છે પોકારી રે. કા.–૫

## પ્રભાત ૫.

બુદ્ધ વિનાના ભૂંડુ બોલે, બોલે જેમ તેમ ફાવી રે;
સંત શિખામણ ખારેરી લાગે, માગે મુરાતબ ભારી રે. (ટેક)
જેમ તેમ જાણે મોટેરો થાઉં, જુગમાં મોટપ માણું રે;
સર્વ જગતને તુચ્છ કરી માને, જાણે મોજ ઘણેરી માણું રે. બુ

હરિવંશને હૃદય નવ રાખે, હોડે હરિજનને હાંકે રે;
મૂંઢ મતિનો વેદ ન માને, દોષ પોતાનો ઢાંકે રે. બુ.—૬
ખર સમો તે ખુબજ ફૂલ્યો, ફુલ્યો દંભને દરિયે રે;
સત્ય ધરમની શોધન કીધી, ખૂબ ફુટાયો ખરીયે રે. બુ.—
શ્વાન શુનીનો વ્યવહાર એનો, સત દત સ્વપ્ને ન જાણે રે;
રસ વેહવારમાં રાચી રહ્યા છે, દાંતે દોરડા તાણે રે. બુ.—
મનપર મોટી છે એ ફાંગી, ક્રોધ કપટનો રસિયો રે;
દંભે ડિગમ્બર તાલી વગાડે, પૂરો પ્રપંચનો ફશિયો રે. બુ.—
વાત વિચાર ધૂર્તજ કેરા, જાણે કાંઈક વળશે રે;
કહે ખાકી એ ખાલી હાથે, અંતે પાવકમાં પળશે રે. બુ.—૬

---

## રાગ પ્રભાત ૬.

ધન ધન જે સત્સંગમાં રાચ્યા, જાચ્યા ન કલંક નામી રે;
ધન માતા પિતા કુળ તેનું, મળિયો જને સત્ગોર સ્વામી રે. (ટેક)
અંતર ઉજ્વળ તે જન કેરા, વાત વચન શુભ સંગી રે;
ખોળે સદા સત્ અંત્તર આણી, સદ્ વર્તન શુભ રંગીરે. ધન. ૧
અંગે ઉતાપ નહિ હરિ જનને, ભાવી ફળ તે ભોગે રે;
સંત વચનને શીર ચડાવે, સમજે જોગ વિજોગે રે. ધન. ૨
ગણે એ સંત જનોના, અવગુણ એકે ના લેખે રે;
પમો તે સગ્ગુણ જાણે, નીચ ઉંચ ના દેખે રે. ધન. ૩